# આ જ અનુવાદક કૃત

## અન્ય ગ્રંથો



### છપાય છે



### હવે પછી



લખો


ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો - અમદાવાદ

# શા માટે બંધન?

અનુવાદક :

માણેકલાલ ગોવિંદલાલ જોષી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો :: અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ સંગ્રહમાં આપવામાં આવેલી બે વાર્તાઓનો મૂળ લેખક પેન્ટેલીમોન રોમાનોફ, રશિયાના ઝારના વંશનું નામ ધરાવતો એક પ્રભાવશાળી લેખક છે. રશિયાની રાજક્રાંતિ વખતે તેની ઉમ્મર તેત્રીસ વર્ષની હતી, તેથી આપણે તેને ક્રાંતિ પૂર્વેનો અને-ક્રાંતિ પછીનો એમ બન્ને યુગનો લેખક કહી શકીએ. તેનું બાળપણ ટુલા પ્રાંતના એક નાના ગામડામાં વિત્યું હતું. ત્યારબાદ તેને માધ્યમિક કેળવણી મળી, અને ત્યારથી જ તેનું ચિત્ત લેખનપ્રવૃત્તિ તરફ વળ્યું હતું. આમાં પ્રારંભમાં તેને કશી સફળતા નહોતી મળી, પરંતુ રાજ્ય-ક્રાંતિએ તેને બહાર આવવામાં મદદ કરી. તેણે સાદા પરંતુ અપૂર્વ ચાતુર્ય અને ગમ્મતથી ભરેલા, ખેડૂતોએ આ રાજ્ય-ક્રાંતિનો કેવી રીતે સત્કાર કર્યો હતો, તે દર્શાવતા હાસ્યરસિક લેખો લખવા માંડયા. પરંતુ સમયના વહન સાથે તેમાં ઠરેલપણું અને ગંભીરતા આવતાં ગયાં, અને તેનું લખાણ પણ પ્રૌઢ વિચારોવાળું ગંભીર બનતું ગયું.

પેન્ટેલીમોન રોમાનોફ એક માનસશાસ્ત્રી છે, અને તેનો ખાસ વિષય છે સ્ત્રી. છતાં તેને રશિયા અને ત્યાં વસતાં આજના નવીન યુગનાં સ્ત્રીપુરુષો વિષે ઊંડું જ્ઞાન છે. તેની લેખનશૈલી સરળ અને જૂના યુગની હોઈ સાહિ-

ત્યના મનમોજી માર્ગથી નિરાળી છે. તે આશયોની દરકાર કરતો નથી. તેનાં લખાણ જાણે કે પોતે જ પોતાનો માર્ગ શોધી લેતાં હોય છે, અને તેથી જ તેની લેખનશૈલી જૂના જમાનાની હોવા છતાં, પ્રચારક તત્ત્વથી વેગળી રહી શકી છે, અને સબળ તથા પ્રમાણભૂત લખાણ તરીકે બહાર તરી આવે છે. સ્ત્રીપુરુષના સંબંધ વિષે આટલી સ્પષ્ટ રીતે ભાગ્યેજ બીજા કોઈ લેખકે કાંઈ લખ્યું હશે, અને કદાચ લખી શકશે પણ નહિ, કારણ કે બુટ પહેરનારને જ બુટ ક્યાં ડંખે છે તેનો અનુભવ થાય છે.

આ સંગ્રહમાં આપવામાં આવેલી બે વાર્તાઓમાંથી પહેલી વાર્તા એક સ્ત્રીએ બીજી સ્ત્રી પર લખેલા પત્રો છે. અને તેમાં વાર્તાનું તત્ત્વ ઓછું હોઇ, સ્ત્રીપુરુષના જીવનમાં ઉદ્‌ભવતા પ્રશ્નો વિષેનું ઊંડું મંથન છે. અલબત્ત લેખકે અંતે પોતાની નાયિકા પાસે લેવડાવેલા માર્ગ સાથે આપણે કદાચ સમંત ન થઇએ, છતાં તેણે જે વિચારો અને પ્રશ્નો મૂકયા છે, તે જરૂર વિચારવા જેવા છે. જગતમાં સર્વત્ર નારીનું માનસ તો લગભગ એક જ પ્રકારનું હોય છે. પછી તે નારી રશિયાની હો યા ઇંગ્લાંડની, ચીનની યા જાપાનની, હિંદની કે અન્ય દેશની.

બીજી વાર્તા એક સ્મૃતિકથા છે, અને તેમાં પ્રેમ અને વ્યવહારિકતા વચ્ચેનો ભેદ દર્શાવવા પ્રયત્ન થયેલો છે.

પહેલી વાર્તાની નાયિકા જેમ અગાધ મંથન પછી પોતાનો માર્ગ નક્કી કરે છે, તેજ મુજબ આ વાર્તાઓ ઘણો લાંબો

સમય થયાં અનુવાદ થઇ પડેલી હોવા છતાં આજે બહાર આવે છે. પણ તેના ઊંડા ઇતિહાસમાં ઉતરવાની આપણે જરૂર નથી. ટૂંકમાં આ પુસ્તકના પ્રકાશન સાથે અનુવાદક સંતોષનો ઊંડો શ્વાસ લે છે.

આ પુસ્તકના અનુવાદમાં મારા પરમ મિત્ર શ્રી. છોટાલાલ શાહે મને જે અમૂલ્ય મદદ કરી છે, તે માટે તેમનો આભાર માનવા મારી પાસે પૂરતા શબ્દો પણ નથી. એમની સહાય ન હોત તો આટલે વર્ષે પણ આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે, તે પ્રસિદ્ધ થાત કે કેમ એ શંકા છે. અને પ્રકાશક મિત્રોએ પણ આ પુસ્તકના પ્રકાશન દરમ્યાન જે ધીરજ દાખવી છે તે માટે મારે તેમનો પણ આભાર માનવો રહે છે.

અને છેક છેલ્લી ઘડીએ આ પુસ્તકનો પ્રવેશક લખી આપી શ્રી. મધુસુદન મોદીએ મને સદાનો અનુગ્રહી બનાવ્યો છે.

અંતે ગુજરાતનાં નરનારી આ પુસ્તક વાંચી તેમાં ચર્ચેલા પ્રશ્નોને પોતાના જીવન સાથે સરખાવી કાંઇક ચિંતવન કરતાં થશે તો અનુવાદક પોતાની મહેનત સફળ થયેલી માનશે.

અનુવાદક.

# અનુક્રમણિકા :

# અનુવાદકના અન્ય ગ્રંથો :

૧. દિલારામ (નવલકથા)
૨. પ્રેમળજ્યોતિ ,,
૩. યામા (રશિયાની વિલાસિતાનો તાદૃશ્ય ચિતાર)
૪. કર્મભૂમિ ભા. ૧–૨ (સ્વ. પ્રેમચંદજી કૃત)
૫. ઝૂરતું હૃદય (ગ્રંથના મૂળ લેખકની બે વાર્તાઓ)
૬. દત્તા (સ્વ. શરદ્બાબુ કૃત)
૭. અનુરાધા ( ,, શ્રી.દયાશંકર કવિના સહકાર સાથે)

હવે પછી :

૧. ગોદાન ભા. ૧–૨ (સ્વ. પ્રેમચંદજી કૃત)
૨. લગ્ન રહસ્ય
૩. હારજીત (નવલકથા)

# પ્રવેશક

ગ્રંથોનો પ્રવેશક લખવો એ પ્રથા ખુબ પ્રચલિત બની છે; એટલે કોઈ ગંભીર કહેવાતી વ્યક્તિને પકડી લાવી તેની પાસે પ્રવેશક વિધિ કરાવવો એ પ્રકાશકો અને લેખકો એક નિતાન્તપવિત્ર ધાર્મિક ક્રિયા માને છે. એ ધાર્મિક ક્રિયાના પુરોહિત બનવા માટે પૂરેપૂરા યોગ્ય અમારા એક સ્નેહી મિત્રે ના પાડી એટલે ' છીંડે ચડ્યો એ ચોર...' અથવા આ પવિત્ર પ્રવેશક ક્રિયાના આરંભે એ અશુભ ઉક્તિ ન વાપરીએ તો ' જે બ્રાહ્મણ રસ્તે ચડ્યો એ ગોર' એ પ્રચલિત કરવી બાકી રહી ગએલી કહેવતને આધારે આ પ્રવેશકવિધિનો જુમ્મો મારે શિર આવી પડ્યો છે.

આ જુમ્માને અદા કરવા આખો ગ્રંથ અન્ય વાચકોને વાંચવા મળ્યો તે પહેલાં મને મળ્યો એ એક મારે માટે તો ફાયદાની વાત બની ગઈ. જો એ મળેલા ફાયદાની બીના વાચકો સમક્ષ હું ન મૂકું તો મારો એ હડાહડ સ્વાર્થ ગણાય; એ તો જાણે એક નૈતિક કારણ! પણ વસ્તુ વાંચી અને મને ગમી એટલે એ શાથી ગમી અને કેમ ગમી એ કહેવાની લાલચ મારાથી રોકી રોકાતી નથી. એટલે પણ આ ગ્રંથ વિષે કાંઈક કહેવાનું મન થઈ જાય છે.

આ ગ્રંથમાં એક પ્રખ્યાત અને નૂતન વિચારસરણી

ધરાવતા રશિયન લેખકની બે નવલિકાઓ ગૂજરાતીમાં ઉતારવામાં આવી છે. બન્નેય પ્રણયકથા છે. પણ સામાન્ય ઊર્મિલ પ્રણયકથાઓ જેવી આ કથાઓ નથી. વર્તમાન રશિયન સમાજમાં નવીન આંદોલનો પ્રકટી રહ્યાં છે. એ નવા ઘડાતા સમાજમાં સ્ત્રીઓ અને પુરુષોના જાતીય સંબંધો અને લગ્ન સંબંધોની મીમાંસા કરવાનો આ નવલિકાઓમાં પ્રયત્ન છે. લગ્ન એ ધાર્મિક સંસ્કાર છે એ વાત તો હવે હાસ્યાસ્પદ બની ગઈ છે. બાઈબલની નીતિ એ સામ્યવાદી સમાજની નીતિ નથી. સામ્યવાદી વિચારસરણીએ ઇશ્વરને દેશવટો દીધો છે; પરસ્પર બંધનમાં ઝકડી રાખતાં લગ્નો વ્યક્તિની શક્તિના વિકાસને અવરોધે છે, એ માન્યતા પ્રચલિત થઈ છે. સ્ત્રી એ આદિ માનવ આદમની પાંસળીમાંથી સર્જાએલી અને મનુષ્યની સેવિકા રહેવા નિર્મિત થએલી એક વ્યક્તિ નથી. તેના વિકાસનો અટકાવ જે લગ્ન કરે એ લગ્નસંસ્થા સામ્યવાદના સંપ્રદાયને હાનિકારક છે.

તો પછી મનુષ્યના જાતીય સંબંધની અને તેની જુમ્મેદારીની શી યોજના કરવી? સ્ત્રીએ પોતાના વ્યક્તિત્વના વિકાસને લગ્નથી—પુરુષના આજીવન અવલંબનથી—નિર્બળ બની જતો અને મરી જતો કેવી રીતે અટકાવવો? આ બાબતોની મનોમંથના આ બન્ને વાર્તાઓમાં એક યા બીજા સ્વરૂપે રજુ કરાએલી છે.

સ્ત્રીની માનસિક પરતંત્રતાની સૂક્ષ્મ રજુઆત થઈ શકે—એ માનસિક નિર્બળતાનું સંપૂર્ણ પૃથક્કરણ થઈ શકે

તે માટે સામાન્ય પ્રણયકથાની માફક લેખકે પ્રેમત્રિકોણની યોજના કરેલી છે. ઓના પ્રણાલીબદ્ધ પરિણીત જીવનનાં શાંત પાણીમાં અન્ય એક પ્રેમી જાગે છે; અને ઓના હૃદયમાં નવીન આંદોલનોની પરંપરા સર્જાવે છે. આ નવીન આંદોલનો ઓને વિચાર કરતી કરી દે છેઃ

'તેમની તરફ તીરછી નજરે જોઈ રહેતાં મને ભાસ્યું કે મારાં નયનોમાંથી ચમકાર અને મારા ગાલ પરની રતાશ હજી નાશ પામ્યાં ન હતાં. હું મારી જાતને ન સમજાવી શકી કે હું તેના પ્રત્યે આટલી બધી ઉત્કંઠા અને ધ્યાનથી શા માટે જોતી હતી. × × × × હું એ જાણતી હતી કે જો મારા પતિએ તે સમયે પાછા વળી મારા તરફ જોયું હોત તો હું જરૂર તેમના તરફ પીઠ ફેરવીને ઊભી રહેત.

અને તે જ પળે મારા માનસમાં પહેલી જ વાર કોઇ અગમ્ય સમસ્યાએ જન્મ લીધો : 'સત્ય વસ્તુ કઈ—આ કે પેલી ?'

[ પૃ. ૨૪ ]

આ પ્રકારની સમસ્યા ' ગમગીની ' નામે બીજી વાર્તાની નાયિકા સમક્ષ ઊભી થાય છે. પોતાના ધરેડમાં ચાલતા લગ્નજીવનની મૃત–શાંતિમાં તેનો પ્રિયતમ–જૂનો પ્રિયતમ–આ વાર્તાની નાયિકાની નજરે ચડી કોઇક અગમ્ય અને અપૂર્વ પ્રેમ ચીનગારી ચેતાવે છે. પરંતુ આ પ્રેમચિનગારીની હૂંફ લેવા માટે શાંતિ અને સગવડ ભરેલા ઠંડા લગ્ન–જીવનને ફના કરવું કે પ્રેમચિનગારીને બળજબરીએ, ઓલવી નાખી, પોતાના ખરા ભાવોને છિન્નભિન્ન કરી નાખી ઠંડા લગ્ન–જીવનની સગવડમાં જ આયખું વીતાવી દેવું ?

"મારે કયા પ્રકારનું જીવન પસંદ કરવું એ વિષે મેં મારી જાતને પ્રશ્ન કર્યો. એકાંતવાસ સેવી તમારી સાથેની અમૂલ્ય

લાગણીઓ પર જીવન જીવવું, અથવા તો મરતાં સુધીની શાંતિથી રહી શકાય તેવું આર્થિક સુખસગવડવાળું નિશ્ચિંત જીવન..."

[ પૃ. ૧૫૮ ].

જ્યાંસુધી બન્નેય વાર્તાની નાયિકાના મનમાં વાસ્તવ-દર્શન (Vision of reality) થયું નથી ત્યાંસુધી તેમના જીવનમાં દંભ પ્રવેશે છે. પ્રણયીને મેળવવો છે છતાંય તે બાબત પોતાના લગ્ન-પ્રાપ્ત પતિને જણાવવી નથી.

"પચાસ વર્ષ પૂર્વે, જ્યારે સ્ત્રી એ પુરૂષની સંપૂર્ણ માલિકીની વસ્તુ હતી, ત્યારે આવી દંભલીલાઓ રમાતી. આજે આપણે પણ તેવી જ દંભલીલાઓ ખેલીએ છીએ...અને છતાં કહેવાય છે કે આપણે તો સ્વતંત્રતા મેળવી છે !..." [પૃ. ૩૩.]

પહેલી વાર્તા 'શા માટે બંધન ?'ની નાયિકાને ખરે-ખરી જાતીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ઇચ્છા છે. જેવી રીતે તે પોતાના પતિ સાથેના સંબંધનું પૂરેપૂરું પૃથક્કરણ કરે છે તેવી જ રીતે પોતાના પ્રણયી લાડીમીરનું પણ અન્તે સંપૂર્ણ પૃથક્કરણ કરવા તે ચૂકતી નથી. તેને માલમ પડે છે તેનો પ્રણયી લાડીમીર પણ ચોરી ચૂપકીથી પ્રેમ કરનાર સામાન્ય પ્રણયીથી જુદો નથી.

"પણ જ્યારે તમે છેલ્લી વાર મારા પતિની ગેરહાજરીમાં આવ્યા, ત્યારે મને જણાયું કે મેં તમને ઓળખવામાં ભૂલ કરી છે. મેં એ વખતે તમારામાં ચોરવૃત્તિની ચંચળતા જોઈ. જેમ કોઈ પુરુષ એક સ્ત્રી સાથે એકાંત મળતાં જેવો અસભ્ય બની જાય છે, અને સામાન્ય મિત્રતાને બદલે આગળ પગલું ભરવા ઇચ્છા કરે છે, તેવી રીતે વર્તતાં મેં તમને જોયા, ત્યારે તો મને ખાત્રી થઈ ગઇ કે મેં તમને ઓળખવામાં ભૂલ કરી છે......

[ પૃ. ૧૩૦ ]

છેવટે આ વાર્તાની નાયિકાને તટસ્થ વાસ્તવદર્શન થાય છે; અને પોતાના જીવનના તથા એક સામાજિક વ્યક્તિ તરીકેની પોતાની સ્વતંત્રતાના સંપૂર્ણ વિકાસ માટે પતિનો તેમ જ પ્રણયીનો–બંનેયનો ત્યાગ કરવા નિશ્ચય કરે.

પોતાના પ્રણયી ઉપરના પત્રમાં તે જણાવે છે :

"મુખ્યત્વે તમે મને એ બતાવી આપ્યું કે મારે મારા પોતાના આત્મબળ અને ક્રિયાશીલ ગતિથી કેવી રીતે જીવવું.

હું મારા પતિનો ત્યાગ કરૂં છું. અને તમારો પણ ત્યાગ કરૂં છું.

સલામ !" [ પૃ. ૧૩૧ ]

આ પ્રમાણે પ્રથમ વાર્તાની નાયિકાને વાસ્તવનું તત્ત્વ-દર્શન થાય છે; જ્યારે એટલા જ વિચાર પછી બીજી વાર્તા 'ગમગીની'ની નાયિકા પોતાના કોયડાનો ઉકેલ કેવળ લાગણી–પછી ગમે તેવી તે અમૂલ્ય હોય–ઉપર ગુજારવાને બદલે ઠંડા પડી ગએલા લગ્નજીવનને જ પસંદ કરીને લાવે છે. પોતાના પ્રણયી ઉપર પત્ર લખી તે જણાવે છે :

"અને મારા મિત્ર, મેં જે નિર્ણય કરી લીધો છે તે જ વધારે નિશ્ચિત છે. મારે માટે તે શાંત સુખમય માર્ગ જ વધારે યોગ્ય છે." [ પૃ. ૧૫૮ ]

પહેલી વાર્તાની નાયિકાનું ખમીર ઉંચું છે; જ્યારે બીજી વાર્તાની નાયિકા પોતાના દૃશ્ય સંજોગોને જ તાબે થવાનું વધુ પસંદ કરે છે–અને એમાં તેની નિર્બળતા છે.

આ વાર્તાઓ ઉપરથી રશિયાના સ્ત્રીસ્વાતંત્ર્ય અને લગ્નજીવનના ખ્યાલો બહુ ઉત્તમ રીતે દેખાઈ આવે છે. સમાજની કોઈ પણ વ્યક્તિ–પછી સ્ત્રી હોય કે પુરુષ–

સામાજિક ભય ઉપર નહિ પણ સામાજિક સમજણ ઉપર જ પોતાનું જીવન ઘડે તો જ સમાજનો ઉત્કર્ષ થાય. સ્ત્રી તો સામાજિક ભય દૂર કરી વ્યકિતગત ઉન્નતિ કરે તો જ તે ખરેખરી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે;—અને એ આધુનિક રશિયન સમાજમાં શકય છે તો એ પ્રાપ્ત કરવી જ જોઈએ એમ પ્રથમ નાયિકાના આદર્શથી લેખક રજુ કરે છે.

આ વાર્તાઓનો મૂળ લેખક રોમેનોફ ખેડૂતના કુટું-બમાં જન્મેલો છે. રશિયન ક્રાન્તિ સમયે એટલે ઈ. સ. ૧૯૧૮ માં તે તેત્રીસ વર્ષનો હતો. સામાન્યતઃ તે પોતાની નવલિકાઓમાં સ્ત્રીની માનસચિકિત્સા કરે છે. રશિયાની નૂતન નીતિનો તે હીમાયતી છે, અને તે નીતિ વ્યવસ્થિત રીતે સમાજમાં કેવી રીતે ઊતરે તે બતાવવાનો તેની આ નવલિકાઓનો હેતુ છે.

પહેલી નવલિકા પંદર પત્રોમાં લખાએલી છે. તેર પત્રો નવલિકાની નાયિકાએ પોતાની સખીને લખેલા છે, જ્યારે એક પત્ર પોતાના પતિને તથા એક પત્ર પોતાના પ્રણયીને નાયિકાએ લખ્યો છે. આ લેખન પ્રકારને લીધે સ્ત્રી-પુરુષ-સંબંધનો તલસ્પર્શી ઊહાપોહ આ નવલિકામાં આવી ગયો છે. બીજી નવલિકા કેવળ 'માનસ-પૃથક્કરણ'ની 'સાદી' વાત છે. નૂતન રશિયાના અને સામાન્ય રીતે બધા દેશોમાં પ્રવર્તતા સ્ત્રી-પુરુષ સંબંધની મીમાંસા આ નવલિકા વાંચનારને જરૂર પ્રાપ્ત થશે.

મધુસૂદન ચીમનલાલ મોદી

પ્રિય ઓલ્ગા,

મારાં કાર્યોએ મારા મિત્રો અને સગાંવ્હાલાંઓમાં એટલી બધી વાતો અને આશ્ચર્ય ફેલાવ્યાં છે કે મને મારાં આ બદકામોનો હેવાલ જાહેર પ્રજા આગળ રજુ કરવાની ઇચ્છા થઇ આવી છે. મને આશા છે કે તેમાં રહેલું તાત્પર્ય અને મારે તે માર્ગ કેમ અખત્યાર કરવો પડયો તેનું રહસ્ય તું સમજી શકીશ. (જો કે બીજાં તે હજી સમજી શકતાં નથી.)

એ પહેલેથી જણાવી દઉં કે આમ કરી હું મારા મિત્રો અને સગાંવ્હાલાં પર એમ ઠસાવવા નથી માગતી કે મેં ગ્રહણ કરેલો માર્ગ જ સાચો છે. તેમને કોણ સાચું છે એ પ્રશ્નની સાથે લેવાદેવા નથી. તેઓને તો વાદવિવાદ કરવા માત્ર બીજો એક પ્રસંગ જ જોઇએ છીએ. મેં એ અનુભવ્યું છે કે જેઓ મારી નીતિ વિષે વધારે ઊંડા ઉતરવા માગે છે તેઓ જ તેમાં વધારે સંડોવાયલા હોય છે.

આ બાયલા દંભીઓનો આખો વર્ગ દૂષણોના ભંડારથી ભરપુર છે અને પોતાના પાડોશીઓના આંતરિક જીવનની એકએક બાજુને વિગતવાર ચર્ચી પોતાની જાતને તેમાંથી બચાવવાનું અને પોતાના આત્માને આ રીતે સંતોષવાનું સાધન શોધતા હોય છે.

જો મારા જેવો એક જ દુઃખી આત્મા કે જેણે મારા જેવી જ પરિસ્થિતિ અનુભવી હશે, અને જે પરિસ્થિતિ વર્ણવવા ઘણી વાર યોગ્ય શબ્દો પણ મળતા નથી, તે આને સમજવા નીકળી આવશે તો હું સંતોષ માનીશ.

માત્ર જેણે એનો અનુભવ કર્યો હશે યા તો જે અત્યારે એવી પરિસ્થિતિમાં હશે તે જ આનો સત્ય અર્થ સમજી શકશે.

તને કાગળો લખવાનું પ્રયોજન જ આ છે.

# પત્ર પહેલો

'જો કોઈ એક સ્ત્રીને જિંદગીનાં ઘણાં વર્ષો સુધી અખંડ પ્રેમના સુખની પ્રાપ્તિ થઇ હોય તો તેને જીવનમાં બીજી શી મણા રહે?' આજથી બરાબર એક સપ્તાહ પૂર્વે હું આ પ્રશ્ન મારી જાતને પૂછી રહી હતી.

જ્યારે જ્યારે હાલનાં સ્ત્રી અને પુરુષ વચ્ચેની અસભ્ય રીતિઓ હું જોઉં છું, ત્યારે ત્યારે જેઓ લગ્નની સંસ્થાને ઢાલ તરીકે ન વાપરતાં, ખુલ્લી રીતે જગત જેને અનીતિને નામે ઓળખે છે, તેવા કાર્યમાં રસ લેનાર વ્યક્તિઓ પ્રત્યે મને દયા ઉપજે છે. અને આવા વખતે કાંઈ પણ શોક ન કરતાં હું મારા નસીબનો ઉપકાર માનું છું, કારણ કે મને એક શાંત અને સ્થિર મગજનો, સારો અને ડાહ્યો, પતિ મળ્યો છે, અને આ ગુણ સુખી દંપતી-જીવન ગાળવા માટે ખાસ જરૂરના છે.

જેના જીવનમાં માત્ર એક જ વાર પ્રેમની ઊર્મિનો આવિર્ભાવ થયા પછી હંમેશને માટે શાંત જીવનનાં બીજ રોપાઇ ગયાં હતાં, અને જે મારો મિત્ર અને મદદકર્તા થઇ રહ્યો હતો, એવો પતિ મળવા માટે હું કેટલી બધી

ભાગ્યશાળી હતી, તેનો મેં કદાપિ પણ વિચાર કર્યો ન હતો. એક સમય હું એવા વિચાર ધરાવતી કે દરેક સ્ત્રીની મહેચ્છા એ જ હોઈ શકે કે તેના ઇચ્છિત પ્રિય પુરુષમિત્રની સાથે તે સંસારસાગરની મુસાફરી કરે અને તેને વિશ્વાસ હોય કે દુઃખ અને આપત્તિના સમયે તેની પાસેથી આશ્વાસન અને રક્ષણ મળી શકશે.

અમારા જીવનમાં છેલ્લાં બે વર્ષથી જે લાંબા સમય સુધીના અબોલાના પ્રસંગો ઊભા થયા છે, તેનાથી મને ઘણા વિચાર આવવા લાગ્યા છે. કારણ કે જ્યારે એક સ્ત્રી એક પુરૂષ સાથે પ્રથમ જોડાય છે, ત્યારે તે સ્ત્રી તે પુરૂષને અનેક પ્રશ્નો પૂછી તેનો અંતરાત્મા ઓળખવા માગે છે, તેના આ કે પેલા વિષય પર કેવા વિચાર છે તે જાણવા મથે છે, અને તે દ્વારા, અત્યારસુધી માત્ર અંતરના ઊંડાણમાં છુપાયલા અને અધકચરા, નવીન વિચારોને જન્મ મળે છે. અને તે ઉપરાંત જે વિષયો પર બીજાની સાથે તમે કદાપી પણ ચર્ચામાં ન ઉતરો તેવી બાબતો તેને કહેવાની તમને ઇચ્છા થઇ આવે છે.

દરરોજ ધીમેધીમે તમે તમારા પોતાનામાં અને તેનામાં કાંઇક નવીન જ જુઓ છો, અને ધડકતે હૈયે તમે આ વાત તમારા નવા મિત્રને જણાવો છો-અને આ આનંદનું મહાસુખ તો માત્ર મનુષ્યજાતિ જ મેળવી શકે છે.

તમને એમ લાગવા માંડે છે કે તમારામાં કાંઇક નવીન સ્ફુર્તિ પેદા થઈ છે—તમારૂં મગજ તમારા પોતાના અને તમારા આ નવા પેદા થતા અવતારની નાની

બાબતો, વિચારો અને લાગણીઓ પ્રત્યે ખાસ ધ્યાન આપવા લાગે છે. જાણે કે તમોએ એક નવું કારખાનું ઊભું કર્યું છે, અને તેમાં અત્યાર સુધી જે માલની ખામી હતી તે તમારા આ નવા જીવન મારફત બનાવી રહ્યાં છો !

મને મારા આત્મામાં થયેલા આ ફેરફારથી કોઈ અલભ્ય આનંદ અને નવી જ લાગણીઓ પેદા થઇ હતી અને તેનો અનુભવ પણ થયો હતો.

પણ પછી તો આ નવીનતાઓ સુરી જવા માંડી. અને લાંબા લાંબા ગાળાઓ સુધી અમે બન્ને જણ કાંઈ પણ વાત કર્યા વગર ઉદાસ અને અબોલ બેસી રહેવા લાગ્યાં. જાણે કે અમારો આ નવીનતાનો ભંડાર, અમારૂં જોડાણ થતાં જ, ખલાસ થઈ ગયો હતો, અને પાછળ સીલીકમાં કાંઈ જ રહ્યું ન હતું.

મને યાદ છે કે અમારો પ્રથમનો સરળ પ્રેમ અને એક બીજા પ્રત્યેની આદરભાવની લાગણીઓ હજુ જીવંત છે, તે બતાવવા મેં ઘણી સંભાળ લીધી હતી.

અને આ સમય દરમ્યાન પણ અમારા જીવનમાં કાંઇ પણ વિઘ્ન આવે એવું મને નહોતું જણાયું. જે હોય તે, મને એટલું જ લાગતું કે મને મારી જાત તરફ કાંઈક ન સમજાય તેવો અસંતોષ લાગવા માંડયો હતો.

આ વસ્તુ ખાસ કરીને વસંત ઋતુમાં બની. જે સમયે લોકો સારાં સારાં કપડાં પહેરી આમતેમ ગામ બહાર હવા ખાવા જતાં હતાં, અને અનેક યુવકો અને યુવતિઓ પોતેલાં

સ્વચ્છ કપડાં પહેરી બહાર પાઇનના ઝાડો નીચે રમતો બેઠી આનંદ માણી રહ્યાં હતાં.

આવા સમયે, સંધ્યાકાળે, જ્યારે એકાદ નદીના કિનારે એક બેંચ પર, જ્યાં પક્ષીઓનો કિલકિલાટ સંભળાતો અને પુષ્પો પોતાની મહેકથી વસંત આવ્યાની સાક્ષી આપતાં હતાં ત્યાં, અમે અબોલ બેસી રહેતાં. ત્યારે મને એમ લાગ્યાં કરતું કે માનો ન માનો પણ જીવન અમારી પાસે થઇ વહી જતું હતું. અમારા આત્માઓમાં કાંઇક એવી ખટક હતી કે જેથી અમારી આજુબાજુની વસ્તુઓમાંનું ચમકતું ચૈતન્ય ઝીલવાની કુશાગ્રતા અને ગ્રહણશીલતા અમે ગુમાવી બેઠાં હતાં.

મને એમ વિચાર આવ્યો કે આમાં મારા પતિનો જ દોષ હતો, જાણે કે તેનામાં મારા જેવી લાગણીઓ હતી જ નહિ.

તે મારા રક્ષકની માફક મારી સાથે ઉદાસ અને ગંભીર બની બધે ફરતા, અને મને એમ લાગ્યા કરતું કે આ વસંત ૠતુનું સ્વાગત કરતાં તે મને અટકાવી રહ્યા હતા.

મને એમ જ લાગતું કે આ માણસ સાથે આજીવન જિંદગી ગાળવાની મને સજા થઈ હતી, અને મારી ઇચ્છા મુજબ કોઈ પણ જગાએ એકલાં જવાની અને જીવનનો લ્હાવો લેવાની મને તક મળશે જ નહિ.

પણ તેમને આ બાબત તો જણાવી શકાય તેમ હતું જ નહિ, કારણ કે તેમ થાય તો તેમના હૃદયને ઘણો આઘાત લાગે, અને આમ ન કરી શકવાને કારણે મારો અસંતોષ—ખાસ કરીને તેમના પ્રત્યેનો—વધતો જ ચાલ્યો.

એક વખત કાંઇ પણ ખાસ કારણ સિવાય હું રોવા લાગી અને મારા પતિને આ માટે કાંઈ પણ જવાબ આપી શકી નહિ. મને એમ લાગવા માંડયું હતું કે ગમે-તેમ પણ મારા જીવનની ગતિ અટકી ગઇ હતી. મારી આજુબાજુની દરેક વસ્તુ ચૈતન્યમય હતી અને માત્ર હું જ એક ઠેકાણે તેમની સાથે બંધાઇ ગઈ હતી. તેમને દુઃખ ન થાય તે માટે આ વસ્તુ જણાવી પણ શકતી ન હતી.

પરંતુ આ સ્થિતિથી મારા મનમાં એક વિકટ સમસ્યા જન્મે છેઃ તમે તમારી નજદીકના પુરુષને, બધું બરાબર છે અને કાંઈ ચિંતાનું કારણ નથી, તેમ જ તમારા પતિ–પત્ની તરીકેના સંબંધમાં કાંઇપણ ફેરફારની જરૂર નથી, તેનો વિચાર ઠસાવવા પ્રયત્ન કરો છો. ટુંકમાં તમે તેને ઉંધા માર્ગે દોરો છો અને જ્યાં એક વખત આમ બન્યું કે પછી તમારા બન્નેના માર્ગ વચ્ચેનું અંતર વધતું જ જાય છે.

મને લાગે છે કે વસંતઋતુના આગમન વખતે અમે એકમેક પ્રત્યે શાંત અને ગાઢ પ્રેમ ધરાવતાં હતાં. તેવી સ્થિતિમાં હોવા બદલ મારે ઇશ્વરનો આભાર માનવો જોઈએ. પણ વસ્તુતઃ આમ ન હતું. હું ઘણીવાર મારા પતિ તરફ, જે સમયે તેમનું ધ્યાન બીજે જ હોય, ત્યારે જોઇ રહેતી અને તે સમયે મારા મનમાં એવા વિચારો આવ્યા કરતા કે તેમના આત્મામાં કાંઇક હંમેશને માટે અટકી ગયું છે, અને તેની તેમને પોતાને પણ ખબર નથી.

# પત્ર બીજો

હવે, મને આવી બાબતમાં કાંઈ પણ અનુભવ મળે તે પહેલાં મારી સમક્ષ એક પ્રશ્ન ઊભો થયો.

"સ્ત્રીની બાબતમાં કુદરતનો એવો કયો નિયમ છે કે તેને પુરુષની જરૂર પડે છે? તે કેવા પ્રકારનો પ્રેમ ઇચ્છે છે અને સાચું જીવન શામાં રહેલું છે?"

હવે મારે માટે તો આ કોઇ ફિલસુફીના પ્રશ્નો ન હતા, પણ તે તો મારા ઐહિક સુખના માર્ગમાં જ ઊભા થયા હતા. કારણ કે મને લાગવા માંડયું હતું કે અમારા પરિણીત જીવનમાં છેતરપીંડી દાખલ થઇ ચુકી હતી: મારૂં અર્ધું જીવન બીજાઓ ન જુએ તેમ વર્તતું હતું, અને બાકીનું અર્ધું તેનાથી સાવ જુદી જ રીતે વર્તતું હતું. તે સમયે મને એ ખબર પણ ન હતી કે આ છુપાં જીવનને આમ અસ્તિત્વ ધરાવવાનો કાંઈ પણ અધિકાર હતો કે નહિ?

અને તે છુપું જીવન શું હતું—મારા આત્માનું સત્ય કે મારા આત્માની દુષ્ટતા?

આ બાબતોમાં સર્વ સાધારણ નિયમ શો હતો ? મને નીતિના તે જૂના સિદ્ધાંતોમાં વિશ્વાસ ન હતો કે જેમાં જગતની નજરે એક સ્ત્રી શારીરિક દૃષ્ટિએ પુરુષની માલિકીની થઈ ચુક્યા પછી તે માર્ગમાંથી જરા પણ ખસવાનો પ્રયત્ન કરે એ તેને માટે ગુન્હો, પાપ અને બેવફાઇ હતાં કે જેનાથી આપણો સ્ત્રીજાતિનો સર્વનાશ થઈ જાય.

આપણે અત્યારે પણ આ શબ્દોનો સત્ય અર્થ સમજી શકતાં નથી, પણ નવા શબ્દો છે કયાં ? અને તે શબ્દોનો અર્થ પણ શો ?

તને આ બધી બાબતની બરાબર સમજ પડે તે માટે શું બન્યું તે હું જણાવીશ.

મારા પતિએ આજથી એક અઠવાડીઆ પૂર્વે ઘેર આવી મને આનંદના સમાચાર આપતાં જણાવ્યું કે તે તેમના બાલપણના એક જૂના દોસ્તને મળ્યા હતા. તેમના એ મિત્ર વિષે તે અગાઉ ઘણીવાર વાતો કરતા અને જણાવતા કે, તેમના વિરોધી સ્વભાવો એજ તેમની મિત્રતાનું ખરૂં રહસ્ય હતું. સર્જ હંમેશાં શાંત અને થોડાબોલા હતા, અને તેમનો મિત્ર લાડીમીર એક કળાકાર હતો. તેને જીવનના અમુક કઠોર નિયમોની પરવા ન હતી, અને કેટલીક બાબતમાં તો તે વિચિત્ર રીતે વર્તતો. તે લાગણીઓને વશ ઘણો થઈ જતો અને તે વખતે પોતાને આથી નુકસાન થશે કે કેમ તેનું પણ તેને ભાન ન રહેતું. આને પરિણામે તે શાંત અને નિયમિત જીવન ગાળી શકતો નહીં, પણ તેનામાં કોઈ એક એવો ગુણ હતો કે

જેનાથી સર્જ તેના તરફ આકર્ષાયા હતા અને તેની મિત્રતા બાંધી હતી.

"તે તો લગભગ મને ભેટી પડયો અને મને ચુંબનો કરવા લાગ્યો." મારા પતિએ કહ્યું. "અને જ્યારે મેં તેને કહ્યું કે હું તો પરણ્યો છું ત્યારે તો તે મને કમરમાંથી પકડી, રસ્તા પરના લોકોને અજાયબીમાં નાંખતો, ગાંડાની માફક મારી સાથે નૃત્ય કરવા લાગ્યો. અને પછી કહ્યું કે આજે જ, રાત્રે આઠ વાગે, મેં કેવી સ્ત્રી પસંદ કરી હતી તે જોવા, પોતે આવશે—"

આ સાંભળી મને જે પ્રથમ લાગણી થઈ આવી તે ભય અને ગભરામણની હતી. તને તો ખબર છે કે અમે કેવી રીતે રહીએ છીએ. અમારે માત્ર એક જ ઓરડી છે ને તેમાં જ અમારી પેટીઓ ને બધી વસ્તુઓ ભરીએ છીએ. ઘર ચલાવવાની ચિંતામાં મારા હાથની કોમળતા અને મુખ પરની મૃદુતા નાશ પામ્યાં છે, અને તેને લીધે તો હું આજે મારી ઉમ્મર કરતાં પાંચ વરસ વધારે મોટી લાગું છું.

આ આવનાર માણસ વસ્તુતઃ તેના મિત્રે કેવી સ્ત્રી પસંદ કરી છે તેનો અભિપ્રાય આપવા આવવાનો હતો. તે અહીં આવતાં આ અસ્તવ્યસ્ત ઓરડો, ઊભા વાળ તથા ખરબચડા હાથવાળી, વણશણગારાયલી મૂર્તિને જોશે, એ વિચારે જ હું ગભરાઈ ગઈ હતી.

આવા સમયે, જ્યારે કોઈ મિત્ર આવે, તમને જુએ, કઢંગી રીતે પોતાનો સત્ય અભિપ્રાય છુપાવી તમને

મુબારકબાદી આપે, અને તરત જ જાણે કે તમો ત્યાં છો જ નહિ તેમ તમને સ્મૃતિમાંથી વિસારી મૂકી તમારા પતિ સાથે અરસપરસને રસ પડે એવી વાતોમાં ગુંથાય, ત્યારે એ સમજ નથી પડતી કે કયા કારણે–તમારા પોતાના કે તમારા પતિના કારણે–તમારૂં સ્વમાન વધારે ઘવાય છે.

આજ કારણથી મને લાગવા માંડયું કે મારે એક ન્યાયાધીશ જેવા ચહેરાની આશા રાખવી કે જેનું નિવેદન એક સ્વતંત્ર પ્રશંસા તરીકે મારા સ્ત્રી તરીકેના સ્વમાનને માટે ઘણું જ જરૂરી હતું. જાણે કે કોઈ પરીક્ષા થવાની ન હોય તેમ મને લાગવા માંડયું.

જે વસ્તુ આપણને–સ્ત્રીઓને સૌથી વધારે અગત્યની લાગે છે–તે એ હોય છે કે તેમણે–મારા પતિએ–તેમના મિત્રને મને અગાઉથી જણાવ્યા વગર નિમંત્રણ આપ્યું હતું. તે બાબત માટે મને મારા પ્રેમાળ પતિ ઉપર ઘણો ગુસ્સો આવ્યો. તેઓ તો કદાચ તેને જોડે જ લઈને આવ્યા હોત...હું તેમના એ મિત્રને મોઢું દેખાડયા વગર ઓરડા બહાર નાસી ગઇ હોત...તો સર્જના દૃષ્ટિબિંદુથી મારૂં આ એક ન ઇચ્છવા યોગ્ય પગલું ગણાત.

તે મને માત્ર બૈરી જ ગણે છે તે પર મને ગુસ્સાભર્યો વિચાર આવવા લાગ્યો. 'અરે એ તો માત્ર મારી બૈરી છે. એમાં કાંઈ વાંધો નથી. મને ખબર છે કે તે જ્યારે કપડાં પહેરે છે ત્યારે દેખાવડી અને મનોહર લાગે છે, પણ તે બાબતમાં બીજા કોઈએ લક્ષ આપવાની જરૂર નથી, બીજાઓને એ સાથે કાંઇ લાગતું વળગતું નથી.'

મને તૈયાર થતાં અને મારા ઓરડાને વ્યવસ્થિત કરતાં ખાસા ત્રણ કલાક લાગ્યા. પરિણામે ટેબલ પર સફેદ ચોકખું કપડું પથરાયું અને પેટીઓ અને ટોપલીઓ બહાર ચાલીમાં વ્યવસ્થિત રીતે ગોઠવાયાં.

મેં મારા વાળ ઓળ્યા હતા અને મારા ચળકતા બુટ તથા મારી પાસે જે એક જ રેશમી મોજાંની જોડ હતી તે મેં પહેર્યાં હતાં.

કપડાં પહેરતાં પહેલાં હું આયના આગળ ઊભી રહી, મારા ગાલ પર રહેલી થોડીઘણી ચમક, વાળથી ભરપુર મારૂં યુવાન માથું તથા મારા પગ પરનાં લાંબાં રેશમી મોજાં તરફ જોઈ રહી, અને તેજ સમયે મને ખ્યાલ આવ્યો કે ઓળેલા વાળ અને સુંદર કપડાં એક સ્ત્રીના દેખાવમાં કેટલો બધો ફેરફાર કરી શકે છે ?

આ ખાસ બનાવનું કારણ હતું એમ મને ભાસ્યું. શા માટે ? હતી તો હુંજ અને છતાંય હું નહોતી.

મેં મારા પતિ તરફ દૃષ્ટિ ફેંકી. તે તો હંમેશના નિયમ મુજબ ટેબલ આગળ બેસી એક હાથ માથાના વાળમાં રાખી બીજા હાથે કાંઇક નોંધ કરતા હતા. તે મારા તરફ જુએ છે કે નહિ તેનો વિચાર કરતાં મેં જાણીજોઇને કેટલીકવાર સુધી તેમના તરફ જોયા કર્યું.

કેટલોક સમયથી મને જે ગુસ્સો આવ્યા કરતો હતો તે મને આ વખતે સ્પષ્ટ દેખાયો, અને તેનું કારણ તેઓ બધીય વસ્તુઓ તરફ હંમેશાં બેદરકારી રાખે છે એ છે એમ મને પુનઃ સમજાયું.

"તમે ત્યાં વાંચતા જ બેસી રહેવાના છો ?" મારા મનની કડવી લાગણીઓને માંડ વશ રાખતાં મેં કહ્યું.

"કેમ, મારે ઉઠીને શું કરવું છે ? મારે કપડાં તો બદલવાનાં નથી—"

તેમનું કહેવું ખરૂં હતું. છતાંય તેમની આ હંમેશની શાંત રીતે બોલવાની રીતથી અને મેં નવાં કપડાં પહેર્યાં હોવા છતાં જાણે કે તેમને કાંઈ જ નવો ફેરફાર ન જણાયો હોય તેમ તેમણે માત્ર મારા મોઢા તરફ જોઈને જવાબ આપ્યો, તેથી મને ઘણું ખોટું લાગ્યું. જો હું મારા રોજના ઘરકામનાં કપડાંમાં સજ્જ થયેલી હોત તો પણ તે તેવી જ રીતે મારા તરફ જોવત.

બરાબર આઠ વાગે ઘંટડી વાગી. મેં ઘડીઆળ તરફ નજર કરી અને મને વિચાર આવ્યો. 'જો આ માણસ કાંઇ ખાસ રસ વગર આવતો હોત તો તે જરૂર થોડો મોડો આવત, પણ આ પ્રસંગે તો તે થોડો ઘણો વહેલો આવ્યો હશે અને રસ્તા પર આતુરતાથી પોતાની મુલાકાતના સમયને કેટલી વાર છે, તે માટે વારંવાર ઘડીઆળ જોયા કરતો ફરતો હશે.'

સર્જ બહાર ચાલીમાં ગયા અને હું ધડકતા હૃદયે સાંભળી રહી. મેં બહારની સ્વચ્છ હવામાંથી આવતો કોઇ એક સુંદર પુરૂષના આનંદી અને ઉમળકાભર્યા અવાજને સાંભળ્યો.

હું અતડી અને કૃત્રિમ ન લાગું તે માટે મેં જરા ટેબલક્લોથને ઠીક કર્યું; જો કે તેમ કરવાની જરા પણ

જરૂર ન હતી અને છેલ્લી વાર મને પોતાને જોઈ લેવા મેં આયનામાં જોયું.

મેં જોયું તો મને જણાયું કે હું ઘણી જ દેખાવડી લાગતી હતી. મારી કાળી આંખો ચમકી રહી હતી, મારૂં સફેદ મુખ મારી ગરદન પર લટકતા વાળનાં કાળાં જુલ્ફાને લીધે વધારે તેજસ્વી દેખાતું હતું.

"લે, ચાલ અંદર આવ ને મારી પત્નીને મળ." મેં મારા પતિને બોલતા સાંભળ્યા.

આવી મુલાકાતની શરૂઆતની પળો અમુક પ્રકારના અતડાપણાથી જુદી તરી આવે છે, પતિ હંમેશાં બહુ જ હસમુખો થઇ જાય છે, જ્યારે મહેમાન સભ્યતાપૂર્વક વર્તતો હોય છે અને પોતાને માટે કાંઇ પણ તકલીફ ન ઉઠાવવા વિનંતિ કરતો હોય છે. પણ અહીં અમારી બાબતમાં બધું સાવ સરળતાપૂર્વક બન્યું, જાણે કે મહેમાન અગાઉ અહીં એકવાર આવી ગયો ન હોય!

તે બારણામાં દાખલ થયો ત્યારે તેની દૃષ્ટિ, જાણે કે પોતે પોતાને માટે એક સ્ત્રીનું મૂલ્ય આંકતો ન હોય, તેવી મને લાગી.

પણ આવી દૃષ્ટિ તો માત્ર એક જ પળ રહી, અને પછી તરત જ તે દૃષ્ટિ ફેરવી નાખી બોલ્યો. "મારે કહેવું જોઇએ કે મારો આ શાંત મિત્ર પોતાની યોગ્યતા બરાબર સમજે છે."

મારી પાસે આવીને તેણે મારી સાથે મિત્રતાભરી રીતે અને માનપૂર્વક હસ્તધુનન કર્યું.

"તે નિશાળમાં તો એવો બોઘો લાગતો—કદાચ એ તેનું કમનશીબ હશે." તેણે મારો હાથ છોડયા વગર અને મારા પતિ તરફ સ્મિત કરતાં અને માથું હલાવતાં જણાવ્યું. "મેં તો તારી પત્ની કોઈ સ્લીપર્સ પહેરેલી અને ચશ્માવાળી હશે એમ ધાર્યું હતું, બદમાશ!"

"ચાલ, હવે હેઠો બેસ." જાણે કે સર્જ કોઈ નકામી વાતનો અંત આણવા અને મુખ્ય બાબત પર આવવાનું સૂચન કરતો હોય તેવા ભાવથી કહ્યું. પછી તે મારી તરફ ફર્યો:

"ચાલો, હવે આપણે પણ ગોઠવાઈ જઈએ અને મીઠી વાતોમાં ગુંથાઈએ, મારાં જીગર!" કહી તેણે મારા ખભા પર જરાક ટપલી મારી.

મેં જોયું કે પુરુષો અમારા વિષે કેટલું ઓછું જ્ઞાન ધરાવે છે......મારા પતિ મારા પ્રશ્નો તરફ બેદરકારી-ભરી વર્તણુક દાખવી પોતાના મિત્ર આગળ પોતાની મોટાઇ અને ડહાપણ જાહેર કરવા માંગતા હતા. તે અત્યારે જરા આનંદી અને જાણે કે થોડીક મહેરબાની કરતા ન હોય તેવા દેખાતા હતા. "જુઓ, અહીં તમે જેને સુંદર અને થોડીઘણી શરમાળ પણ કહી શકો અને જેને તમારે અજાણ્યા તરીકે માન આપવું જોઇએ એવી, આ એક સ્ત્રી છે. તે મારી સ્ત્રી છે—અને તમે જોઈ શકો છો કે હું પણ તેનાં સાથે કેવું વર્તન રાખું છું."

આવા સંજોગોમાં એક સ્ત્રી, પોતાની રમતિયાળ રીતે

સ્મિત કરતાં જવાબ આપશે. "એમાં અમે શું કરી શકીએ? ગમે તેવા હોય તે મારા પતિ છે."

પણ તેઓને એ ખબર નથી હોતી કે, એક સભ્ય રીતભાતવાળા પુરુષ તરફથી બતાવવામાં આવતી આ માન-ભરી લાગણીઓ અમોને કેટલી બધી પ્રિય હોય છે.

અને પતિની હંમેશની બેદરકારીભરી વર્તણુકથી આ કેટલી વિરોધી હોય છે. આ નવો આવનાર તમારા માટે ખુરશી લાવવા ઊભો થશે. જો ચાહની કીટલી તમારાથી દુર હશે તો તે, ગમે તેવી સરસ વાત ચાલતી હશે તેમાંથી અટકીને પણ તમારી પાસે લાવી મુકશે. આથી તમને એમ લાગશે કે તમે જ આકર્ષણનું મુખ્ય બિંદુ છો અને તે તમને બધાં કરતાં વધારે ધ્યાન આપવા જેવી વ્યક્તિ ગણે છે.

આવી બાબતોમાં સ્ત્રીઓ બહુ લાગણીવાળી હોય છે. પોતે જ અત્રે આકર્ષણનું એક ખાસ અંગ છે–માત્ર ચાહ રેડવા પુરતી જ નથી. તેવી લાગણી પેદા કરાવનાર પ્રત્યે સ્ત્રીઓ ખાસ ખેંચાય છે.

પતિના મગજમાં તો માત્ર એટલું જ હોય છે કે જે મિત્રને ઘણા વર્ષોથી જોયો નથી તેની સાથે ખુબ વાતો કરવી તે અત્યારે સૌથી અગત્યની વાત છે, અને જે તેની હંમેશની સાથી છે, જે કાલે સાથે હતી અને આવતી કાલે પણ સાથે હશે, તેના તરફ બેદરકારી દાખવે છે. તેને તો એવો જ ખ્યાલ હોય છે કે પોતે જ્યારે મિત્ર

સાથે વાતો કરતો હોય ત્યારે પત્નીએ તો હંમેશ મુજબ પાછળની જ ખુરશી શોભાવવી જોઈએ.

આવા વ્યવહારથી તમારી નજરમાં તે માત્ર સાધારણ માણસ જ લાગવા માંડે છે. તમને લાગે છે કે તમારા પ્રત્યેની તેની ઉદાસીનતા તમારૂં જીવન નષ્ટ કરી રહી છે, અને તે તમારા પ્રત્યે કોઈ એક જડ વસ્તુ જેટલી જ લાગણી રાખે છે, જે વસ્તુ તમે સમજો છો અને અનુભવો છો તે જ વસ્તુ સમજવાની અને અનુભવવાની તેનામાં લાયકાત જ નથી.

આમ જ્યારે મારા મગજમાં આવા વિચારોનું મંથન ચાલી રહ્યું હતું, ત્યારે તેમની અને મારી દૃષ્ટિનો મેળાપ પણ ન થાય તેની મેં સંભાળ રાખી હતી.

મેં ચુપચાપ ચાહ તૈયાર કરી અને તે દરમ્યાન વારંવાર હું નવા મહેમાન તરફ દૃષ્ટિપાત કરતી હતી. મારે જાણવું હતું કે તેણે મારા માટે શો અભિપ્રાય બાંધ્યો હતો, અને તેના મિત્રે કરેલી પસંદગી વિષે તેના શા વિચાર હતા. કદાચ હું તો તેની નજરમાં માત્ર પતિનું એક વધારાનું અંગ હોઇશ, તેમ તેને લાગ્યું હશે, અને પુનઃ આવશે ત્યારે તે મારી સાથે આટલી સભ્યતા બતાવવાની દરકાર પણ નહિ લે.

તેણે મારી કરેલી પ્રશંસા એ માત્ર એક સાધારણ મિત્રે કરવી જોઈએ તેવી જ માત્ર દેખાવ પુરતી જ કરેલી હતી કે બીજા સંજોગોમાં પણ એક સ્ત્રી

પોતે સમજી શકે તેવી રીતે સામા માણુસ તરફથી ચોરી છુપીથી દષ્ટિપાત મેળવો શકે તે દષ્ટિપાત હતા ? મારે શું સમજવું ?

મેં તેની સૌથી પહેલી પ્રશંસાભરી દષ્ટિ અવલોકી હતી. તે એવા પ્રકારની દષ્ટિ હતી કે મેં મારા સારાય પરિણીત જીવનમાં મારા પતિ તરફથી કદાપિ પણુ અનુભવી નહોતી. ટુંકમાં મારા પતિએ મને કદાપિ પણુ એવી દષ્ટિથી નિહાળી ન હતી. પણુ તે મહેમાને ફરીથી મારા તરફ જોયું નહિ અને મેં મારી જાતને પૂછ્યું: " મારે તેવા દષ્ટિપાતની શા માટે ફરીથી આશા રાખવી ?–તે બીનજરૂરી છે. "

પણુ તે જ વખતે જ્યારે તેણે મારા તરફ જોઇને એક વિનોદાત્મક ટીકા કરી અને વાકય પુરૂં થતાં જ તેણે મારા તરફથી તેની નજર ખેંચી લોધી, ત્યારે મને મારી પ્રત્યે અને મારી આજુબાજુના સઘળા પ્રત્યે ન સમજાય તેવો અણુગમો પેદા થયો. મને લાગ્યું કે તે જે વાત કરતો હતો તે વાતમાં રંગ જમાવવા પુરતો જ તે મારા તરફ જોતો હતો અને તેથી જ માત્ર વાત કરવાના સમય દરમ્યાન જ તેણે મારા સામું જોયું હતું.

આ સિવાય બીજા કશા માટે નહિ—

અને આમ કરવાનું તેને તો ખાસ કારણુ હતું. કારણુ કે હું તેના મિત્રની પત્ની હતી, કે જે સ્ત્રો પર તેનો કોઇ પણુ પ્રકારનો હક્ક ન હતો. અને વળી વધારે લાંબો સમય જોવાથી તેને કદાચ ખોટું પણુ લાગે.

સામાન્ય રીતે એક સ્ત્રીએ આ પ્રકારની વર્તણુકને વધાવી લેવી જોઈએ, છતાં એ એક કોયડો છે કે તે એક સ્ત્રી છે એ જ દૃષ્ટિએ તેને જોવામાં આવે એવી તેનામાં અધીરાઈ આવે છે.

તેથી મેં મારા પતિનો ઢાલ તરીકે ઉપયોગ કરવા માંડયો, તેમની લગોલગ બેસી મેજ પર પડેલા તેમના હાથ ઉપર મેં મારો હાથ મુકયો. નવીન મહેમાન કાંતિના સમયે પોતે કરેલી મુસાફરીની વાતો કરતો હતો, પણ હું તો તેની આંખો તરફ મીટ માંડી ટગર ટગર જોઈ રહી હતી.

જો હું મારા પતિની લગોલગ આમ બેઠી ન હોત તો મારાથી આ રીતે તેની સામે ટગર ટગર જોઈ રહેવાત નહિ.

પછી તો મેં મારી હડપચી મારા હાથ પર ટેકવી, અને જાણે મારા પતિનું જ એક અંગ હોઉં તેવી લગોલગ સ્થિતિમાં બેસી હું દૃષ્ટિમિલનનું નાટક ભજવી રહી મહેમાન પણ સર્જ સાથે વાતો કરતાં કરતાં વારંવાર મારી તરફ બેદક દૃષ્ટિ ફેંકતો હતો.

તે મારી તરફ ઘણીવાર સુધી જોઇ જ રહ્યો, અને હું પણ તેના તરફ જોઈ જ રહી, ત્યારે મારા ગાલ પર વિહ્‌વળતા ભરી રતાશના શેરડા ફરી વળ્યા, અને મારૂં હૃદય કોઈ અસાધારણ લાગણીઓના જોરથી ધબકી ઊઠયું.

આ વખતે મારે મારી જાતને સંભાળી લેવી જોઇતી હતી, અથવા મારે આ જાતના પ્રવાહમાં ન તણાવા ખાતર

પણ આનો અર્થ કાંઈક જુદો જ થાય તેવું બોલી, ઊઠી જઈ બીજા કોઇ કાર્યમાં રોકાઇ જવું જોઇતું હતું.

પણ......આ રોમાંચનો એક વખત અનુભવ થયા બાદ મારી લાગણીઓ કાબુમાં રહી શકી નહીં, અને હૃદય તેના દૃષ્ટિપાત ઝીલવા તલસી રહ્યું.

શું થયું હતું?...ખાસ કાંઇ જ નહિ, પણ તે જ પળથી અમારામાં અન્યોઅન્ય માટે કાંઇક છુપું રહસ્ય વૃદ્ધિ પામવા લાગ્યું હતું. જો આ સમયે સર્જ, એક પળ માટે પણ ઓરડી બહાર ગયા હોત તો, અમે સામાન્ય ઓળખીતાંઓની માફક ત્યાં બેસી રહ્યાં ન હોત.

બીચારા સર્જ, પોતાનો હાથ યંત્રવત મારી આસ-પાસ મૂકી, શૂન્ય હૃદયે મારા ખભાને થાબડતા હતા.

આવી વડપણ દાખવતી પંપાળણથી મને ખુબ કંટાળો આવવા લાગ્યો. હું તો તેની આગળ મૃદુભાવ દેખાડવા તેમના હાથ પર મારો ગાલ મુકવા સુધી આગળ વધી. જો કે તે આખોય સમય તે મને બીજાને લાડ લડાવતાં જુએ એવી ઇચ્છાથી હું તેના પ્રત્યે જોતી હતી.

તે પણ ઘણું કરીને આ ભાવ સમજ્યો. અને મારા પતિ સાથે વાતો કરતાં કરતાં તે મારી તરફ એકીટસે જોઈ રહેવા લાગ્યો. આથી મારા અંતરમાં એક પ્રકારની ભયમિશ્રિત ધ્રુજારી જેવી લાગણી થઈ આવી, છતાં તેની અને મારી દૃષ્ટિ વારંવાર એક થાય તેમ હું જોયા કરતી હતી.

આવા સમયમાં એક સ્ત્રી–પુરુષ વચ્ચે આ જાતનાં

તારામૈત્રકો શાં શાં તોફાન જગાવે છે તે કહેવું મુશ્કેલ છે. પણ આ શાંત, નિષિદ્ધ અને કદાપિ નહિ અનુભવેલા એવા આ સંયોગે મારા હૃદયને એક ન ભુલાય તેવા અદ્વિતીય રોમાંચથી ભરી દીધું. મને લાગ્યું કે મારા આખાય અસ્તિત્વમાં કોઈ અપૂર્વ છુપી શક્તિ જાગી ઊઠી છે, અને તેણે મારી આંખોના નૂરને જ્યોતિર્મય બનાવ્યું છે, હૃદયને નાચતું કરી મુક્યું છે, અને કોઇ અદ્‌ભુત ચૈતન્ય પ્રસારી મારી સુતેલી લાગણીઓને સંચલિત કરી દીધી છે.

મને આજે પણ યાદ આવે છે કે, એ એવો કોઇ અદ્‌ભુત તનમનાટ હતો કે જે અમારા આખાય પરિણિત જીવનમાં, પ્રથમ દર્શનના દિન સિવાય, કોઈ પણ પળે મારા પતિએ મારામાં પ્રગટાવ્યો નહોતો. અને આ અજાણ્યા માનવીએ મારામાં આ રોમાંચનો જન્મ આપ્યો તેથી તો હું પળવાર ડરી ગઈ હતી.

આવા રોમાંચનો અનુભવ ખૂબ પવિત્ર અને પ્રામાણિક સ્ત્રીઓને પણ થતો હશે કે હું કોઇ પાપી સ્ત્રી હોઇશ તેથી થતો હશે ?

જ્યારે તે જવા માટે ઊભો થયો, ત્યારે હું પણ સર્જ સાથે બારણા સુધી ગઈ. મેં મારા હાથ સર્જના ગળા પર નાખ્યા કે જેથી સર્જ અમારું પરસ્પરનું તારામૈત્રક જોઈ ન શકે. હું અનિમિષ નયને તેમના મિત્રને જોતી ઊભી રહી, વચ્ચે વચ્ચે સર્જની ડોકને પંપાળતી, અને તેમના ખભે મારો ગાલ અડાડતી. તેમનો મિત્ર ઓવરકોટ અને ટોપી

પહેરી આનંદથી બની વાતો કરતો ઊભો હતો, તેના શબ્દો સર્જ પ્રત્યે હતા પરન્તુ તેની દૃષ્ટિ તો મારા પર હતી.

પછી જ્યારે અમારા મહેમાને જવા માટે બારણું ઉઘાડયું, ત્યારે મારામાં કોઇ અનેરી આશાની અકલિત લાગણી જન્મ પામી, અને જ્યારે તેની પાછળ ધીમે ધીમે બારણું બંધ થયું, ત્યારે મેં કોઈ અગમ્ય સંતોષની લાગણીનો અનુભવ કરતાં જોયું કે તેની દૃષ્ટિમાં અસાધારણ ગંભીરતા અને વેદના હતાં.

અમે ઓરડીમાં પાછાં ફર્યાં. મારા પતિ મેજ નજીક જઈ એક પ્યાલામાં ચાહ કાઢી પીવા લાગ્યા. પણ હું તો બારી નજીક જઈ ઊભી રહી, અને તેમની તરફ તીરછી નજરે જોઈ રહેતાં મને ભાસ્યું કે મારાં નયનોમાંથી ચમકાર અને મારા ગાલ પરની રતાશ હજી નષ્ટ પામ્યાં ન હતાં. હું મારી જાતને એ ન સમજાવી શકી કે હું તેના પ્રત્યે આટલી બધી ઉત્કંઠા અને ધ્યાનથી શા માટે જોતી હતી ? મેં એનામાં પૂર્વે કોઈનામાં ન થયાં હોય એવાં શાં દર્શન કર્યાં હતાં ? કે પછી તે મારે મન કોઈ અમુલ્ય વ્યક્તિ હતી ? હું એ જાણતી હતી કે જો મારા પતિએ તે સમયે પાછા વળી મારા તરફ જોયું હોત તો હું જરૂર તેમના તરફ પીઠ ફેરવીને ઊભી રહેત.

અને તે જ પળે મારા માનસમાં પહેલીજવાર કોઇ એક અગમ્ય સમસ્યાએ જન્મ લીધો

"સત્ય વસ્તુ કઈ—આ કે પેલી ?"

# પત્ર ત્રીજો

ગયા કાલે બનેલા દરેક પ્રસંગ પર જ્યારે હું વિચાર કરું છું, ત્યારે મને આશ્ચર્ય થાય છે કે આપણે સ્ત્રીઓ પ્રેમવિષયક કોઈ પણ વાતને સત્યરૂપમાં જાહેર કરતાં શાથી અચકાઈએ છીએ?...આવે સમયે દંભ આપણને તેના વિશાળ પંજામાં સપડાવે છે.

મારી બાબતમાં તો હું માત્ર ગઈ કાલની સાંજના જ પ્રસંગોનો વિચાર કરતી નથી, પરન્તુ આ દંભ તો અમારા પરિણીત જીવનના પ્રારંભમાં જ આવિર્ભાવ પામ્યો હતો. જીવનમાં એક પણ દિવસ એવો નથી વિતતો કે જ્યારે એક સ્ત્રી, એક યા બીજા સ્વરૂપે, પુરુષને છેતરતી ન હોય!

આપણને શાથી આ જુઠાણાનો–આ દંભનો આશ્રય લેવો પડે છે?

હવે જમાનો એવો આવ્યો કહેવાય છે કે જ્યારે સ્ત્રીપુરુષોના સંબંધ પ્રમાણિક અને સ્વતંત્ર બન્યા છે: આપણે સ્વતંત્રતા અને સમાન હક મેળવ્યાં છે: આપણે તેમ જ પુરુષો સ્વતંત્ર રીતે જીવન ગુજારી શકીએ

છીએ. જેવી રીતે મારા પતિ મહેનત કરી કમાય છે, તેવી રીતે હું પણ મહેનત કરી કમાઉં છું, અને જૂના જમાનામાં જેવી રીતે સ્ત્રીઓને રોટલાના ટુકડા વગર હાંકી કાઢવામાં આવતી, તેવી દશાનો આજે મને ભય નથી. એવું જણાય છે કે પ્રેમ નષ્ટ થયો છે, અને જે સમયે આપણે સત્ય વસ્તુ જાહેર કરી શકીએ તેમ છીએ, તેવે સમયે પણ પતિ–પત્નીરૂપે જીવન વિતાવવાનું ચાલુ રાખી આપણે આપણી જાતને છેતરી રહ્યાં છીએ.

પણ આપણે આમ નથી કરી શકતાં.

પૂર્વે જ્યારે સ્ત્રી પુરુષની સંપૂર્ણ તાબેદાર હતી અને જુઠાણાંનો આશ્રય લેતી, તેજ રીતે આજના ગાઢા સંબંધના યુગમાં પણ તે તેના પ્રિયતમ સાથેના આંતરિક સંબંધ પર જુઠાણાંના થર પર થર ચઢાવતી જાય છે.

અને આ જુઠાણું–આ દંભ પતિપત્ની તરીકેના પ્રાથમિક જીવનના પહેલે પગથીએથી જ શરૂ થાય છે. આપણી લાગણીઓના અતિ તનમનાટમાં તેનાં પ્રથમ દર્શન થાય છે. કેટલીકવાર તમને ચાહતો પુરુષ તેની સર્વ લાગણીઓ તેના સમગ્ર બળથી તમારી સમક્ષ જાહેર કરે છે, ત્યારે તમને તેના પ્રત્યે તેટલો જ સ્નેહ નથી હોતો, છતાં તેને ખરાબ ન લાગે તે માટે, અજાણતાં તમે તેના તરફ હોય તે કરતાં પણ વધારે પડતો પ્રેમ દાખવો છો.

એક પ્રસંગ તો મને બરોબર યાદ છે. મારાં લગ્ન પછીના પહેલા જ માસમાં હું મારા પતિ સાથે એક નાટક

જાવા ગઈ હતી. નાટકના અભિનયમાં હું એટલી બધી તન્મય થઇ ગઇ હતી, કે મારા પતિ મારી પાસે બેઠા છે તે વાત હું સાવ ભૂલી ગઈ હતી. તેમનો હાથ મફલર નીચે ઢંકાયલા મારા હાથ પર હતો, અને જયારે તેમણે મારો હાથ ખુબ દબાવ્યો ત્યારે જ તેમની હાજરીનું મને ભાન થયું. હું ચમકી ઊઠી, અને જવાબમાં મેં પણ તેમનો હાથ જોરથી દબાવ્યો. મેં તેમનો હાથ દબાવ્યો તેનું કારણ એ ન હતું કે મારો તેમના પ્રત્યે કાંઈ ખાસ પ્રેમ હતો, પણ મને તેમના પ્રત્યે કાંઈ જ લાગણી ન હતી.

કેટલીયવાર, તમે સમ્મત છો તેથી નહિ, પણ પુરુષને ખોટું ન લાગે તેથી, તેના કોઈ લાગણીભર્યા પ્રશ્નનો તમે લાગણીભર્યો જવાબ આપો છો, અથવા તો તમારો પતિ તમારાથી જેટલા પ્રેમની આશા રાખે છે, તેના કરતાં તમારામાં ઓછો પ્રેમ નથી, તે દાખવવા પુરતો કૃત્રિમ જવાબ આપો છો.

એજ પળથી એક ન દેખાય તેવો દોરો એક ભયંકર અસત્યની માળા ગુંથવા માંડે છે, અને તમે જે પુરુષની સાથે જીવનભર જોડાયલાં છો અને જેને તમે ચાહતાં પણ હો છો, તેની સાથેના તમારા સ્વર્ગીય સંબંધમાં તે પ્રવેશ કરવા માંડે છે. પ્રારંભમાં આ અસત્ય તો અણુમાત્ર હોય છે, પણ ધીમે ધીમે તે વિરાટ સ્વરૂપ ધારણ કરતું જાય છે.

શરૂઆતમાં આ દાંભિક વ્યવહાર ઘણે ભાગે સામાન્ય અને નિર્દોષ બાબતોમાં દેખાય છે: જેમકે તમે તમારા

પતિથી તેના પ્રત્યેની સાચી લાગણીઓ છુપાવો છો, પછી બીજા પુરુષોને લીધે તમારામાં જે માયિક અને અગમ્ય રોમાંચો જન્મે છે તેને છુપાવો છો, આ રોમાંચો કાંઇક ન કળાય તેવા અને ભયભર્યા હોય છે, જેનો સત્યતઃ કાંઇ અર્થ જ હોતો નથી, અને તે ભયભર્યા ન હોઇ તમે તેને બહુ લક્ષમાં પણ લેતાં નથી. ઘણીવાર તો તે કોઇ પુરુષના સામાન્ય દૃષ્ટિપાતને લીધે જ ઉદ્‌ભવતા હોય છે, પછી તે દૃષ્ટિપાતનું પુનરાવર્તન થાય છે, પછી આ પુરુષ તરફ તમે સામાન્ય જિજ્ઞાસાથી જુઓ છો, અને તે પણ તમને છુપી રીતે જુએ છે. આથી તમને ન સમજાય તેવાં આનંદ અને ગમત આવે છે.

જ્યાં તમને પોતાને જ તમારા દિલની ઉંડી લાગણીઓ કબુલ કરતાં શરમ આવતી હોય, ત્યાં તમે આ બાબતનો એકરાર તો તમારા પ્રિયતમ સમક્ષ કયાંથી કરી જ શકો ? ગાડીમાં બેસી બહારગામ જતાં, ખાનામાં બેઠેલી ગંભીર અને શાંત સ્ત્રીઓને જોઈ તમને એમ લાગે છે કે આવી લાગણીઓ માત્ર તમે જ અનુભવો છો. આ ગંભીર અને પતિવ્રતા સ્ત્રીઓને તેમાંનું કશું જ થતું નથી, કશો જ અનુભવ થતો નથી.

અને આ ક્ષણિક લાગણીઓનો કશો જ અર્થ નથી એ વિચાર તમારા પતિ સમક્ષ વાત છુપાવવામાં તમને મદદ કરે છે. તમારા તરફ જોયા કરતો આ પુરુષ પહેલા જ સ્ટેશને ઉતરી પડશે, અને આ ક્ષણિક રોમાંચ એકાદ કલાકમાં શાંત થઈ જશે. પણ સાવ સત્યવાદી થવાની ઇચ્છાથી

એક પરપુરુષની દ્રષ્ટિ સાથે તમારી દ્દષ્ટિ એક થતાં તમને શું અનુભવ થયો. તમારી લાગણીઓએ કેવો રોમાંચ અનુભવ્યો—એ વાત તમારા પતિને તમે જો જણાવો, તો તો તે તેનો સાવ ઉંધો જ અર્થ કરે અને કોણ જાણે તેનું કેવુંય ભયંકર પરિણામ આવે.

ઉપરાંત દરેક વ્યક્તિને દરરોજ આવાં ક્ષણિક રોમાંચોનો અનુભવ થયા જ કરતો હોય છે.

ઓલ્ગા, તું આટલી બધી પવિત્ર અને નિખાલસ હોવા છતાં તું જે પ્રકારની લાગણીઓનો અનુભવ કરે છે, તેની તું જો તારા પતિ સમક્ષ પ્રમાણિકપણે વાત કહેવા માંડે, તો તો પોતે હંમેશ આવી લાગણીઓનો અનુભવ કરતો હોવા છતાં તે પણ તને અનીતિ અને પાપની ઊંડી ગર્તામાં ઉતરી ગયેલી માનશે. પુરુષોના આવા લક્ષણને લીધે જ સ્ત્રીઓ પોતાની ઇચ્છા વિરુદ્ધ જઇને માત્ર અર્ધી જ વાતો કરવા ટેવાય છેઃ અરે, અર્ધી પણ નહિ, અતિ પ્રેમાળ સ્ત્રીઓ તો પોતાના પ્રિયતમ સમક્ષ માત્ર એક શતાંશ સત્ય વાત જાહેર કરે છે, છતાંય તેના પ્રેમાળ અને નિર્દોષ મુખ તરફ જોતાં આપણને તો એમ જ લાગે કે આ સ્ત્રી કદાપિ સ્વપ્નમાં પણ જુઠું બોલી શકે નહિ.

કદાચ કોઇ કોઇવાર તું ખુબ નિખાલસ હૃદયથી વાતો કરવાની ધુનમાં હોય, ત્યારે આવી થોડીક વાતો કહેતી હોઇશઃ પણ ત્યારે પણ તું તારા મુખ પર એવા ખોટા ભાવ ધારણ કરતી હોઇશ કે જાણે એ બનાવ તો સાવ મહત્ત્વ વિનાનો હતો, અને હજી પણ તને તેમાં ગમ પડતી નથી. એ વાતની

તું માત્ર એક જ બાજુ રજુ કરીશ. જેમકે આ કે પેલો માણસ શાથી તારા પ્રત્યે ટગરટગર જોઈ રહ્યો? અથવા તો શું કોઈ અજાણી સ્ત્રીને માટે કોઈ પણ પુરુષના દિલમાં કંઇ પણ આકર્ષણ થતું હશે? જાણે કે આ વાતો તું પોતે સમજતી જ ન હોય!

પોતાના પ્રત્યે કોઈની લાગણી જોઈ દરેક પતિ સાચે એમ જ માનતો હોય છે કે દરેક પવિત્ર સ્ત્રીનું હૃદય નિર્મળ નયનોનાં જેવું શુદ્ધ હોય છે, પણ તમે જ્યારે દષ્ટોદષ્ટ મેળવો છો, ત્યારે તમારા પ્રિયજન સમક્ષ તમારૂં હૃદય સંપૂર્ણ રીતે ન ખોલી શકવા માટે તમને કેટલું બધું લાગી આવે છે! એ કોઈ મહાભયાનક અને અનિવાર્ય વસ્તુ છે: કારણ કે જો સત્ય જાહેર કરવામાં આવે તો પતિમાં અદેખાઇ અને વિસ્મય ઉત્પન્ન થાય છે, અને કદાચ તેને પરિણામે તમારા બન્ને વચ્ચે અણુરાગ અને ઉંચાં મન થવાનો ભય પણ રહે છે.

તેમ તમને થતી બધી લાગણીઓ તમારા પતિથી છુપાવ્યા કરો તો તમે જાતે જ તમારા બન્નેમાં એક પ્રકારનું જુદાઇનું તત્ત્વ જન્માવશો; અને આ પણ એક પ્રકારનો અણુરાગ જ કહેવાય.

આ એક દુરાચરણનું વર્તુલ છે.

તેથી જ જીવન આપણા માટે દુર્ગમ બની જાય છે, કારણ કે જે ઉત્તમ વસ્તુઓ હોય છે, તેના તરફ જ આપણે ધ્યાન આપીએ છીએ, અને આપણામાં તથા બીજાઓમાં તે જોવાનો આપણે પ્રયાસ કરીએ છીએ.

કોઈક વળી એમ માનશે કે આ બધાં ક્ષણિક રોમાંચો જન્મ પામી તરત જ અદૃષ્ય થઈ જાય છે, તેની પાછળ કાંઈ પણ ગંભીર અર્થ હોતો નથી, પણ સત્યતઃ તેમ નથી હોતું. આજ ક્ષણિક રોમાંચો આપણને ધીરે ધીરે છેતરપીંડી રમવાની આદત પાડે છે.

પણ દરેક પતિ આ બધું બરાબર સમજ્યા વગર પોતાની પત્નિ પાસેથી તેના આત્મા અને દેહની સંપૂર્ણ માલીકી વાંછે છે. અને આજ કારણસર આપણા જીવનનો તે વિભાગ, જે પતિના આ હકનો વિરોધ કરે છે. તે આપણને દોષમય ભાસે છે. અને તેથી તે વિભાગને છુપો રાખવો જોઇએ: જો કે તેને અંતર્ગત વર્તન સાથે કાંઇ જ સંબંધ ન હોય ! આ આપણુંજ છે, તે કારણસર જ તેની સમક્ષ બધું જાહેર કરી દેવાની શક્તિ હજી આપણે કેળવી નથી, અને તે કારણસર જ આપણી વસ્તુ સાથે આપણે મરજી ફાવે તેમ વર્તી શકતા હોવાથી, આપણે જ્યારે વસ્તુનો એક ભાગ જાહેર કરીએ છીએ, ત્યારે બીજા ભાગને છુપાવી રાખીએ છીએ. હજી પણ આપણે પોતે આપણા પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વ અને સ્વતંત્ર જીવન વિષે વિચાર કરી શકતાં નથી, અને આવા અવિકસિત માનસને લીધે આપણે બીનજરૂરી જુઠાણાં સેવી આપણા અતિમધુરા સ્નેહજીવનને કલુષિત કરીએ છીએ. હજુયે જૂના સમયની જેમ, બે જીવન એકમાં જ અંતર્ભૂત થયેલાં છે.

આજ કારણસર આપણા સામાજિક જીવનમાં દંભ મૂળતત્ત્વરૂપ બને છે, અને કોઇ ક્ષણિક આકસ્મિક મેળાપમાં નહીં, પરંતુ કોઇ હેતુસર વારંવાર થતા મિલન પ્રસંગોમાં જ્યારે રોમાંચનો પ્રખર પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે માનસ પ્રદેશમાં અત્યારસુધી રહેલી વસ્તુ વાસ્તવિક જીવનમાં પણ ઉતરવા માંડે છે, અને આટલી ભૂમિકા રચાયા પછી તમે પોતે દંભની સ્પષ્ટતા અને પુનરાવૃત્તિથી જ્ઞાત હોવા છતાં, એ દંભલીલાને અટકાવી શકતાં નથી, અને આગળ જતાં તમારા બન્નેમાં અનુરાગ જન્મે છે. આ અનુરાગ દંભ પ્રત્યેની ઘૃણાને લીધે નથી જન્મતો, પરંતુ જે માણસને તમે ચાહતાં હતાં, તેજ માણસ હવે એક સતત આડખીલી અને કંટાળારૂપ બની તમને હંમેશાં ક્રોધાયમાન થવા પ્રેરે છે, તેને અંગે હોય છે. આથી તમારામાં તેની સાથેના જીવન પ્રત્યેની ઘૃણા જન્મે છે, અને હવે જ્યારે તમે સત્ય જાહેર કરવા તરફ વળો છો, તેમ તેમ તે પોતે તો સતત ગુસ્સે જ થયા કરતો હોય છે.

મેં મારા આગળના કાગળમાં મારા પતિની તેના એક બાળવયના ગોઠીઆ સાથેની આકસ્મિક મુલાકાત અને ત્યારપછી શું બન્યું તે બધું તને જણાવ્યું છે.

આ માણસ સાથે મારે આ એક જ મુલાકાત થવાની ન હતી, તે વાત મારે યાદ રાખવાની જરૂર હતી, અને આજ કારણસર આવી નજીવી બાબતમાં મારે મારી જાતને મારા પતિ પ્રત્યે દંભલીલા ખેલતી અટકાવી દેવી જોઇતી

હતી. પણ મેં તેમ ન કર્યું, અને પરિણામે એક વિશાળ અને ક્રમબદ્ધ દંભરચનાનાં પગરણ મંડાયાં. પચાસ વર્ષ પૂર્વે, જ્યારે સ્ત્રી એ પુરુષની સંપૂર્ણ માલિકીની વસ્તુ હતી, ત્યારે આવી દંભલીલાઓ રમાતી. આજે આપણે પણ તેવી જ દંભલીલાઓ ખેલીએ છીએ......અને છતાં કહેવાય છે કે આપણે તો સ્વતંત્રતા મેળવી છે!......

# પત્ર ચોથો

'કેમ, તને આ લાડીમીર કેવો લાગ્યો ?' મારા પતિએ તેમના મિત્રના જવા બાદ મને પૂછ્યું.

મને પહેલાં ઇચ્છા તો થઈ કે મારા સત્ય વિચારો છુપાવી શકું તે માટે હું કાંઇક તેની વિરુદ્ધ અભિપ્રાય આપું. પણ તેજ વખતે મને સ્વાભાવિક જ લાગ્યું કે આ પ્રમાણે કહેવું તે યોગ્ય નથી. કારણ કે મને ભય લાગ્યો કે જો તેમના જોવામાં કાંઇક આવ્યું હશે તો મારો વિરોધી મત તેમને શંકાશીલ બનાવશે. તેથી મેં કહ્યું:

'તે લાગે છે તો બહુ સુંદર અને રસિક સોબતી, પણ તે પોતાની સાદાઈ અને નિખાલસતાનો જરાક વધારે પડતો ડોળ કરે છે....પણ હદમાં રહીને. મને એની વાતોમાં રસ પડયો હતો, જરાયે કંટાળો નહોતો આવ્યો.'

એક માણસ કોઈ બીન મહત્ત્વની વાત કરતાં જેવો ભાવ દર્શાવે, તેવા ભાવથી મેં ઉપરના શબ્દો ઉચ્ચાર્યા.

'તું તેને બરાબર પારખી શકી નહિ.' સર્જે કાંઈક નિરાશા દાખવતાં કહ્યું. 'તમે સ્ત્રીઓ કેટલીક વખતે બુદ્ધિ-શક્તિમાં અપંગ હો છો.'

'કદાચ એમ પણ હોય, પણ આમાં ખાસ સમજવા જેવું ન હતું.' મેં હજી પણ વધારે શાંત અને ટાઢા અવાજે મારા ખભા હલાવતાં જવાબ આપ્યો. તેમના જોવામાં કાંઈ આવ્યું ન હતું તેની મને ખાત્રી થઈ.

જવાબમાં, સર્જે પણ ખભા હલાવતાં કહ્યું: 'એમ પણ હોય! હંમેશા મને તો તેના પ્રત્યે એક પ્રકારની અદે-ખાઇની જ લાગણી થાય છે, કારણ કે જે ખાસ ગુણો તેનામાં છે, તેની મારામાં ખામી છે.'

આ કથનમાં કેટલું સત્ય હતું, તે વિષે હું અનિચ્છાએ વિચાર કરવા લાગી: 'તેમણે જે ગુણો વિષે વર્ણન કર્યું તે જ મારા મનમાં પણ હતું. તેમના મિત્રમાં આપણ-સ્ત્રીઓ ઉપર જાદુઈ અસર કરે તેવી વિશિષ્ટ શક્તિ હતી, જ્યારે સર્જમાં તત્ત્વજ્ઞાનીની શાંતિ, નમ્રતા અને પ્રમાદ હતાં: આ બન્ને વિરોધી સ્વભાવોની, મુલાકાત વખતે, હું તુલના કરતી હતી તે વિષે તો તે સૂચન નહીં કરતા હોય!'

હું બોલી: "શા માટે લોકો, અને આ કિસ્સામાં તો તમે, પોતાનામાં જે કાંઈ મહત્ત્વનું છે તેની કિંમત ન આંકતાં, બીજાઓમાં જે કાંઈ મહત્ત્વહીન છે તેની વાંછના કરો છો? પુરુષની વફાદારી અને એકનિષ્ઠાના આંતરિક ગુણો સ્ત્રીઓને મન અમૂલ્ય હોય છે."

મને પોતાને જે સત્ય લાગતું હતું તે મેં નહોતું કહ્યું: પણ જે પુરુષને હું ચાહતી હતી તેને ખુશ કરવાને હું અસત્ય બોલી હતી.

જો હું સત્યવક્તા હોત તો તો મારે, જે સત્ય લાગતું હતું તે બધું મારા પતિને જણાવી દેવું જોઈતું હતું. મારે એમ કહેવું જોઈતું હતું: "તમે ગમે તે ધારો પણ મારે તમને સ્પષ્ટ કહેવું જોઈએ કે, તમારી સાથે લાંબા સહચાર સેવવા છતાં મારૂં હૃદય જેટલું નહોતું ખીલ્યું, તેથી પણ વધારે તમારા મિત્રના પ્રથમ મિલનમાં ખીલ્યું છે. અને તમારા તરફથી ક્યારેય પણ નહિ અનુભવેલી એવી એક લાગણીનો તેના મિલનથી મારામાં આવિર્ભાવ થયો છે. તમે તો તે સમયે ચાલતો રસપ્રદ વાર્તાલાપ, તથા તમારા મિત્રના દેખતાં તમારી સાથે હું જે લાડ કરતી હતી તેનો આનંદ લુંટતા હતા, પણ મને તો તે સમયે શી વાત ચાલતી હતી તે પણ યાદ નથી. સત્યતઃ કહું તો તમે એકલા જ વાતો કરતા હતા, અને અમારાં મન, તમારી વાતોમાં નહી પણ અમારૂં દૃષ્ટિમીલન થતાં જ અમારામાં જે એક કાંઈક નવીન જાગૃત થયું હતું અને જે તમે જોયું ન હતું, તે તરફ હતાં, અને મારાં લાડ પણ તેને માટે હતાં, નહીં કે તમારા માટે........"

વળી મારે એમ પણ કહેવું જોઈતું હતું:

"તમારા મિત્રે મારા પર શી અસર પેદા કરી હતી, તે વિષેના પ્રશ્નની તમારા તરફથી મેં આગાહી કરી જ રાખી હતી, અને તમને કયા શબ્દો દ્વારા હું છેતરી શકીશ, તેની

પણ મેં રચના કરી રાખી હતી. અને હવે તમે જુઓ છો તેમ બેદરકારીભરી પણ સુંદર પ્રશંસાની છાયા નીચે અમારા આ સાચા સંબંધને છુપાવવાનો મેં નિશ્ચય કર્યો હતો. પણ હવે હું જાણું છું કે મારા આત્મા અને દેહના ઉલ્લાસ-ને સંતોષવા મારી સમક્ષ અમુક પ્રકારની સ્વતંત્રતા મોજુદ છે. અને તમારા મત મુજબ હું બેદરકાર અને જડ હોઈ લાડીમીર માટેના તમારા ઉત્સાહમાં ભાગ લેતી નથી. તેથી તમે મને માત્ર અદેખાઈથી જ નહી પણ ગુસ્સાથી. જોશો. કોઈ ક્ષણે તમારાં માયાળુ સ્મિત અને ભક્તિ જોઈ, તમારા પ્રત્યેના મારા પ્યારને લઈને, કદાચ એકાએક મારા ગળામાં ડુમો ભરાઈ આવે, પણ તેજ પળે તમારા આવા જ પ્રસંગને બીજા કોઇ માનવીના તેવા જ પ્રસંગ સાથે સર-ખાવું, ત્યારે તો તમારા પર મને ગુસ્સો જ આવે છે. કારણકે તમારા સ્નેહ અને તમારી ભક્તિમાં કંઈક એવી ઉણપ છે કે જે મારા આત્માને નવું જીવન નથી આપી શકતાં, એટલું જ નહી પણ તેને સાંકડા અને નિશ્ચે-તન બંધનમાં ગોંધી રાખે છે.'

મારે સર્જને આ બધું જ કહેવું જોઈતું હતુ.

પણ, જે પુરુષ તમને ચાહતો હોય તેની સમક્ષ આવી વાતો કરી શકાય ખરી કે?

આપણા જીવનને, આપણે જે પુરુષને ચાહતાં હોઇએ છીએ તથા આપણે જેની સાથે સંસાર માંડયો હોય છે, એ બે વચ્ચે એવી રીતે વહેંચી નાખેલું હોય છે કે આપણે ઉપર્યુક્ત બાબત વિષે વિચાર કરતાં પણ ડરતાં હોઇએ

છીએ, એટલે તે વિષે જાહેરમાં બોલવાની તો વાત જ ક્યાં રહી! કારણ કે તેમ કરતાં આપણે જાણે કે તેની મીલ્કત લુંટી લેતાં હોઈએ અથવા તો બીનવફાદાર બનતાં હોઈએ તેમ લાગ્યા કરે છે. જેની સોબતમાં આપણે અનેક વર્ષો વિતાવ્યાં હોય છે તેની આપણને દયા આવે છે, અને જ્યારે તેમને કલ્પના પણ ન હોય તેવા સમયે તેમના પર આવો પ્રાણઘાતક ઘા કરવાની આપણામાં શક્તિ કે હિંમત પણ હોતી નથી.

આપણે હરદમ જુઠાણું સેવવું શરૂ કરીએ છીએ અને ધીરે ધીરે તેના પ્રત્યેનો તિરસ્કાર આપણામાં જ્વલંત રૂપ પકડે છે, ત્યારે તેના માટે આપણા દિલમાં જરાયે સ્નેહનો અંશ રહેતો નથી, અને આ બધું ભયાનક નગ્ન સત્ય એક બરફના પહાડની માફક તેમના પર આપણે ઠાલ-વીએ છીએ.

આ સતત દાવપેચના પરિણામરૂપ ઉત્પન્ન થતો તિર-સ્કાર અને દંભ આપણામાં જ્વાળા પ્રગટાવે ત્યાંસુધી આપણે દેખીતી રીતે શાંત રહીએ છીએ, અને જ્યારે આ તિરસ્કાર બલવંત બને છે, ત્યારે જ આપણે જેને ચાહતાં હોઈએ છીએ તે વાત, આપણા પતિ સમક્ષ પૂર્ણ હિંમત અને નિર્લજતાથી, સંતાપ ઉપજાવે તેવી રીતે જાહેરમાં મુકીએ છીએ.

આ બધાનો અર્થ એટલો જ કે આપણા સંબંધોનો આવી રીતે ભાગ્યે જ સુંદર અંત આવે છે કે જેથી તેને આપણે આનંદ અને કૃતજ્ઞતાસહ યાદ કરીએ. હંમેશાં તેની

સ્મૃતિ કોઇ દર્દભરી અને ઘૃણાત્મક લાગણીઓથી એમ લાગે છે કે જાણે આ સ્મૃતિ સદાને માટે દટાઇ જાય તો બહુ સારૂં!

આ સર્વ બાબતો હું પૂર્ણપણે સમજતી હતી, અને છતાંય એકએક શબ્દ સાથે હું સતત જુઠાણાનો આશ્રય લેતી હતી.

મારે મારી જાતને ચેતવણી આપવાની જરૂર હતી કે, "બહુ મોડું થાય તે પહેલાં અટકી જા!"

—પણ મારી જાતને આ કહેવું ગમતું ન હતું. હું એ અજબ આકર્ષણને વશ બની ગઇ હતી. હું તેનો સામનો કરી શકતી નહોતી અને તેમ કરવાની ઇચ્છા પણ થતી નહોતી.

એ આકર્ષણ શું હતું? એ શું મારા જીવનના નવીન પ્રવાહ માટેના સાચા હકની માગણી હતી કે મારામાં જે જીવન નિશ્ચેતન બની ગયું હતું તે વિરુદ્ધ મારા સ્વભાવનો વિરોધ કે બદનામીભર્યું વર્તન હતું?

આ પ્રશ્નનો જવાબ હું મારી જાતને શો આપી શકું તે હું જાણતી ન હતી. હું તો માત્ર એક જ વિચારનું મંથન કરી રહી હતી કેઃ

'એ ફરી આવશે કે નહી? અને એ જો ફરી આવ્યો તો શું થશે?" હું સર્જ સમક્ષ તેમના મિત્ર વિષે કશી પણ વાત ઉચ્ચારતી ન હતી, અને જ્યારે તેમણે એક-વાર મને પૂછ્યું કેઃ "આપણે આજે લાડીમીરને આમંત્રણ આપીશું?" ત્યારે મેં બેદરકારીપૂર્વક જવાબ આપ્યો હતોઃ "જેવી તમારી ઇચ્છા. મને કોઈ ખાસ વાંધો નથી."

# પત્ર પાંચમો

એક સ્ત્રીને લગ્નદ્વારા જે નથી મળી શકતું, અને તેનો પતિ તેને જે નથી આપી શકતો, તેની સ્પષ્ટ ખાત્રી મારા પતિના મિત્ર સાથેની આ મુલાકાતે મને કરી આપી.

હું કબુલ કરૂં છું કે જગતમાં એવી પણ સ્ત્રીઓ વસે છે કે જેઓ પોતાના જીવનથી સંતુષ્ટ હોય છે, અને પોતાની જીવનનૌકા સ્વપ્ન જેવા સુખથી, સંતોષ અને આનંદપૂર્વક પોતાના પતિવ્રતમાં મગરૂર રહી હંકારે છે. પણ હું એવી સ્ત્રીઓ વિષે નથી કહેતી. તેઓ તો તેમના જીવનમાં માત્ર એક જ વખત ખીલી હોય છે, તેઓ પોતાનું સમસ્ત દીર્ઘ જીવન ચેતનનો એક પણ ચમકારો દાખવ્યા વિના પુરૂં કરે છે. જીવન એ તો એક વિદ્યુતમય ગતિ છે એમ તેઓ નથી માનતી હોતી. તેમના મત મુજબ જીવન એ તો એક સ્થિર અને નશીબમાં સરજાયલી વસ્તુ છે, અને એ માન્યતા ફેરવવા તેઓ કદાપિ પણ તત્પરતા દાખવતી નથી.

અને કદાચ એ જ કારણસર આજનાં લગ્નો નિષ્ફળ નિવડતાં હશે: પણ હવે સ્ત્રી આજના નૂતન યુગમાં જીવનના એક નૂતન પ્રવેશદ્વારને ખુલતું જુએ છે, અને ચૈતન્યવિહોણા સાથીના સહજીવનથી વિભક્ત બની જાય છે. હવે તો તે પોતાને સ્વતંત્ર માને છે, અને ઈચ્છિત માર્ગે ચાલી જાય છે.

પણ પુરુષ આ વસ્તુથી વાકેફગાર હોય છે, તેથી જ્યારે તે સ્ત્રીને પહેલી જ વાર મળે છે, ત્યારે તે તેને છળકપટથી ભોળવે છે, અને કૃત્રિમ વાકજાળ રચી તે સ્ત્રીમાં અનુરાગ ઉત્પન્ન કરે છે, અને સંવનનની પળો દરમ્યાન તે લાગણીવાળો, ગંભીર અને રસિક બની જાય છે. વસ્તુતઃ આ ઉચ્ચતમ ગુણો તેણે સ્ત્રીને આકર્ષવા પુરતા જ નહી, પરંતુ હંમેશાં સાચવવા જોઈએ. પરંતુ તેમ નથી બનતું, અને પ્રફુલ્લતાનો આ ઝભ્ભો પુરુષ માત્ર પ્રથમ મિલનોના અને સંવનનના દિવસો દરમ્યાન જ પહેરતો હોય છે.

કેવળ શારીરિક સુંદરતાથી જ સ્ત્રીઓ ભાગ્યે જ પુરુષો પ્રત્યે આકર્ષાય છે. તેં પોતે કેટલીય વાર જોયું છે કે સ્ત્રીઓ તદ્દન કદરૂપા પુરુષોને ચાહતી હોય છે, કારણ કે આવા પુરુષોમાં તેને પ્રબળ વ્યક્તિત્વનાં દર્શન થયાં હોય છે. સ્ત્રીઓ હંમેશા પુરુષમાં રહેલા ઉત્તમ ગુણોની અનુરાગી બને છે.

પોતાનો અવાજ—એ કદાચ કુદરતની પોતાની જ ઇચ્છા હશે—જે અસામાન્ય સંતતિના પ્રજનન માટે

માનુષીય ગુણોની સર્વોત્તમ રચનાની માગણી કરે છે—અને આ સંઘટનામાં સ્ત્રી પોતાના આત્માના અવાજને અનુસરતી નથી, પણ જીવનશાસ્ત્રના કાયદાઓને અનુસરતી હોય છે. પણ આ બધું જે હોય તે......

સત્ય વાત તો એ હોય છે કે સ્ત્રીનું હૃદય સતત વિકાસ, અંતર્ગત સબળતા અને પૂર્ણતા ચાહતું હોય છે, અને લગ્ન આ સતત વિકાસને મદદકર્તા નિવડે છે.

(અલબત્ત એ તો તું સમજી શકી હોઈશ કે હું લગ્ન શબ્દને વ્યવહારૂ અર્થમાં નથી વાપરતી, પણ જીવન સર્જતા વિકાસના અર્થમાં વાપરૂં છું. એવા પણ કેટલાય નીચ અને દુષ્ટાત્માઓ હોય છે કે જેઓ એક સ્ત્રીના અંતરાત્મામાંથી ઉચ્ચારાયલા એકેએક શબ્દમાં બીભત્સ અર્થ અને ચંચળતા જુએ છે.)

ભૂતકાળમાં આવું નહોતું બનતું કારણ કે તે સમયે સ્ત્રીઓને પોતાનામાં સ્વતંત્ર સર્જનશકિત છે, એ વસ્તુ-સ્થિતિનું જ્ઞાન નહોતું. તેનાં લગ્ન થતાં જ તેનો માર્ગ, તેના પતિના માર્ગ સાથે એક થઈ જતો, છતાં કોકવાર તેનામાં જીવનનો ઉલ્લાસ પ્રગટતો, અથવા વધારે સ્પષ્ટતાથી કહું તો જીવનની વાસ્તવિકતાની ગેરહાજરીનું ભાન થતું, ત્યારે તેનો પતિ અને દેવ, તેના આ ઉલ્લાસને કચડી નાખતો, અને સ્ત્રી પોતે પણ આજ્ઞાંકિત, પરાધીન, પતિ-વત્સલ અને સાવ નિરસ વ્યકિત બની જવા જીવનનો એકેએક તણખો બુઝાવી નાખવામાં પોતાની જાતને કૃત-કૃત્ય માનતી.

પણ હવે પરિસ્થિતિ બદલાઇ છે. સ્ત્રીને પોતાની સ્વતંત્ર અસ્મિતા સમજાઈ છે, અને બંધનો દુર થવાથી લગ્નની સંસ્થાની નિષ્ફળતામાં નીતિના ઇજારદારો વિજયોત્સવ મનાવી રહ્યા છે.

આનો અર્થ એટલો જ કે પુરુષ આ વસ્તુસ્થિતિ ન સમજી શકવાથી, અને આપણામાં કેવા મહાન ફેરફારો થઇ ગયા છે, તે વિષે જરા પણ શંકાશીલ બન્યા સિવાય, તે આબાદ બેખબર ઝડપાઇ ગયો છે. માત્ર આપણે સંસ્કારી સ્ત્રીઓ જ નહિ, પણ શ્રમજીવીઓની પત્નિઓ પણ, પોતે પોતાના પતિદેવોની માત્ર ધોબણ, રસોયણ અને ચાકરડી જ નથી, એમ તેઓ સ્પષ્ટ રીતે સમજી ચુકી છે, અને તેઓની આંતરિક શક્તિ માનુષી વ્યક્તિત્વનો પોકાર કરી રહી છે.

અને આવા અકલ્પિત પરિવર્તનથી આપણા કરતાં પુરુષો વધારે આશ્ચર્યમાં પડયા છે, કારણ કે આપણા કરતાં સમયે તેમનામાં આ દૃષ્ટિ વધુ ઓચિંતી રીતે આપી છે.

કેટલાક લોકો જેઓ આનાથી ડરે છે, તેઓ પોતાનો જીવનમાર્ગ બદલવાનો, અને તે પર સુખી ભૂતકાળ અને દૈનિક નીતિધોરણની વાતોરૂપી થીંગડાં મારવાનો વૃથા પ્રયાસ કરી રહ્યા છે.

મૂળ વાત તો એ છે કે પોતાની ઉત્ક્રાન્તિના પ્રવાહમાંથી સ્ત્રીઓએ પોતે એક નવીન આત્મા સર્જ્યો છે. તેને માટે તો એ એક અપૂર્વ બનાવ છે, અને તે તેના પુરુષ-

વર્ગ સાથે અને પોતાની જાત સાથે ઘણી ગેરસમજુતીઓ ઊભી કરે છે. પ્રયોગના ઘા બરાબર રૂઝાઈ જાય, અને તેના જીવનસાથીની શાંત છાતી પર પોતાનું રક્ષણ પુનઃ મેળવે તે કરતાં તે છિન્નવિછિન્ન બની ઉઝરડાઓ સહતી પણ નવા માર્ગ પર ચાલવાનું વધારે પસંદ કરે છે.

જેઓ ક્યાંય પણ જતા નથી, અને જેઓને ગતિ એ શું છે તેનું પણ ભાન હોતું નથી, તેવા ગતિહીન માનવીઓના સાથી બનવાનું આપણે પસંદ કરતાં નથી એટલું જ બસ નથી, પણ આપણે કોઈના પણ સાથી બનીને જીવન ગુજારવાને બદલે, એકલાં જ જીવનમાર્ગ કાપવાનું વધારે પસંદ કરીએ છીએ.

પણ આ સ્થિતિચુસ્ત પુરુષો એમ સહેલાઈથી આપણને પોતાના પંજામાંથી છોડે તેવા નથી હોતા. તેઓ તો ભયના માર્યા પુરાણાં નૈતિક ધોરણોનો આશરો લેશે, અને લગનના કાયમીપણાની બાંહેધારીઓનો પ્રશ્ન ઊભો કરશે. જો કે તેઓ જીવનમાં કોઈકવાર આનંદી દેખાવાનો પણ દંભ કરી શકશે, પરંતુ સ્ત્રી એ એક ગૃહનો ભાગ છે એવી રીતે નહીં, પરંતુ તે એક સ્વતંત્ર વ્યકિત છે, એવો સ્વીકાર કરવાની તેઓનામાં શકિત હોતી જ નથી.

આપણામાં—સ્ત્રીઓમાં પ્રેમ ઘણીવાર જીવનનું નવું જ દૃષ્ટિબિંદુ પેદા કરે છે. પ્રેમ એ એક એવી વસ્તુ છે કે જે દ્વારા આપણે આપણી જાતને ઓળખી શકીએ છીએ, અને વિકાસ તથા ચૈતન્ય મેળવી શકીએ છીએ.

પુરુષ તો તત્કાળ એક જ વસ્તુ મેળવવાની ઇચ્છા રાખતો હોય છે—કબજો!

અને જ્યાં એક વખત તે આ સાધ્ય વસ્તુ સાધી લે છે, એટલે તમને ખાત્રી થતી જશે કે હવે તમારા વ્યક્તિત્વનો અંત આવી ગયો. તે જ પળથી, પોતે જેને મુખ્ય વસ્તુ માનતો હતો તે નિશ્ચિત થઈ જતાં, અત્યારસુધી સદ્ગુણોનો ધારી રાખેલો સ્વાંગ પુરુષ દુર કરે છે, અને ધીરે ધીરે પોતે જેવો હતો તેવા રૂપમાં દેખા દે છે.

તેનામાં જે ગતિ અને ઉલ્લાસ નજરે પડતાં હતાં, તે ઝાંઝવાના જળરૂપ નિવડે છે. દરેક બાબતમાં તે આળસુ અને વિભિન્ન બને છે, અને તેના ઉછીના આણેલા જેવા સદ્ગુણો અદૃષ્ય થઈ જાય છે. તમારા તરફનો તેનો એકાત્મભાવ હવે શુન્યમનસ્કભાવમાં ફેરવાઈ જાય છે.

એ ઉપરાંત એક બીજી પણ વિચિત્ર—લગભગ રમુજી બાબત બને છે: લગ્ન કરતાં પહેલાં સંવનનના સમય દરમ્યાન પુરુષ સ્ત્રી સાથે કલાકો સુધી ફરવા જતો હોય છે, એટલુ જ નહિ પણ નિયત કરેલા સમય કરતાં મોડું ન થઇ જાય તે માટે બે કલાક વહેલો ઉઠી તૈયારીઓ કરતો હોય છે. પણ હવે લગ્ન થઇ ગયા પછી તે પોતે જાતે તો હરવા ફરવાની ઇચ્છા જ બતાવતો નથી, પણ જ્યારે તેની પત્ની પોતાની સાથે બહાર ફરવા જવાનું કહે ત્યારે તો ઉલ્ટું તેના પર ચીઢાઈ જતો હોય છે.

તેના માટે જે સૌથી અગત્યની વસ્તુ હોય છે તે મેળવવાની જ્યારે તેનામાં લાલસા જાગે છે, ત્યારે જ તે તેની સાથે ફરવા જતો હોય છે.

જે ક્ષણે સ્ત્રી તેના માટે નવીનતારૂપ મટી જાય છે, અને યૌવનનાં માધુર્ય અને આકર્ષણ ઘટે છે, તે જ ઘડીએ પુરુષનો સારોય તનમનાટ અદશ્ય થઇ જાય છે.

મને દેખાય છે કે સ્ત્રીનો કબજો મેળવવામાં ફળીભૂત થયેલો પુરુષ–એટલે કે પતિ–એ એક પ્રણયોજન કરતાં તરત જ જુદો તરી આવે છે: જેમકે એક શૂન્યમાન અને અને એક કલાવાન.

જિંદગીમાં ક્યારેય પણ પુરુષ એક સ્ત્રીની નજદીક બેઠો હોય, તેની લાકડી પર વાંકો વળ્યો હોય અને સામી દિશાએ જોઇ રહ્યો હોય, વિરુદ્ધ દિશા તરફ જતા આવતા માણસોને મૌનપણે તેની આંખો જોતી હોય–આવું દશ્ય જીંદગીમાં ક્યારે પણ તમે જુઓ તો ખાત્રીથી માનજો કે આ પુરુષ પેલી સ્ત્રીનો માલીક હશે.

જે પુરુષ બેદરકાર, ઉંઘણશી અને અરસિક ભાવદર્શક ચહેરાવાળો લાગે, તો સમજજો કે તે કોઇ સ્વામીનાથ છે.

જ્યારે કોઇ રેસ્ટોરાંમાં એક સ્ત્રી અને પુરુષ મૌન ધારણ કરી બેઠાં હોય, અને નોકર ખાદ્ય પદાર્થો લાવે તે દરમ્યાન પુરુષ વર્તમાનપત્ર વાંચવામાં લીન હોય, તો જરૂર માની લેજો કે એ પુરુષ પેલી સ્ત્રીનો સ્વામીનાથ છે.

રેસ્ટોરાંમાંથી પુરુષ પહેલો બહાર નીકળે, અને સ્ત્રી પાછળ ઢસડાતી આવતી હોય, ત્યારે ખાત્રી રાખજો કે પહેલો બહાર આવનાર પુરુષ એનો સ્વામીનાથ છે.

આહ, આપણા સ્વામીદેવો જાણતા નથી, તેમ જાણી શકવાના પણ નથી કે આપણા હૃદયમંદિરમાં તેમના વિષેની

સુક્ષ્મમાં સુક્ષ્મ વિગતની નોંધ રાખતો એક કડક અને ક્રુર ન્યાયાધીશ વસતો હોય છે. અને તેજ સમયે જો કોઈ બીજો પુરુષ નજીકમાં હોય, ત્યારે તો સ્વામીદેવની જરાક પણ બેસાવધતા, તમારા પ્રત્યેની જરાય જેવી પણ નજરે ચઢે તેવી ગેરવર્તણુકને, તમે તેના તમારા પ્રત્યેના બેદરકારી-ભર્યા વર્તનના પુરાવારૂપ માની લ્યો છો, અને અન્ય પુરુષ જે તમારા પ્રત્યે માયાળુ અને ભાવભીનો હોય છે, અને જેના વર્તનમાં તમને પતિમાં દેખાતી વ્યાવહારિક બેદરકારી નથી દેખાતી, તેના તરફ ઢળી પડવાનો હક મળતો હોય એમ તમને લાગે છે.

કેટલીયવાર પત્ની પોતે પતિનું રક્ષણ ઇચ્છતી હોય છે. પણ તેનો પતિ નજીકમાં હોવા છતાં પાષાણમય અને બેદરકાર હોઈ, પત્નીની મદદની આશા વિફળજ જતી હોય છે.

સામાન્ય રીતે સ્ત્રી લાગણીઓની બાબતમાં કેટલી બધી તીવ્ર અને પ્રામાણિક હોય છે, એ તો તું જાણે છે. પરિણામે જે પુરુષ ઐહિક દષ્ટિએ પત્ની તરફ બેદરકાર હોય છે, તેના પ્રત્યે સ્ત્રીને ધિક્કાર ઉત્પન્ન થવા જેટલી ઘૃણા પેદા થાય છે. તેના તરફનો પ્રત્યેક સ્પર્શ તેને ધિક્કારથી ધ્રૂજાવી મુકે છે, અને બીકથી નાસી જવાની અનૈચ્છિક ઇચ્છા તેનામાં ઉત્પન્ન કરે છે. જો કે આવા સંજોગોમાં પણ સ્ત્રી પતિના કબજામાં હોવાથી તે તેની સાથે શારીરિક સંબંધ ચાલુ રાખે છે, પણ તેને પોતાના સ્વામી પ્રત્યે લાગણી તો બિલકુલ જ હોતી નથી.

કોઇ બેદરકાર પરપુરુષના સ્પર્શથી આપણુને જે નૈતિક કંપારી વછુટે છે, તેવી લગ્નબંધનની સાંકળે જોડાયલા સહભાગીના સ્પર્શથી નથી થતી. આપણુને માત્ર એક પ્રકારનો અણગમતો માનસિક થાક અને નીરસતાનો અનુભવ થાય છે, અને આપણે કાંઇક ખોટું કરીએ છીએ એવું અસ્પષ્ટ રોમાંચ થાય છે.

ગમે તેમ હોય પણ આપણુને એમ ક્યારેય નથી લાગતું કે આપણે ખરેખર કાંઈક અનધિકારી અને ધણાસ્પદ આચરણ આચરી રહ્યાં છીએ. લગભગ આપણે એ પણ નથી સમજતાં કે આનો અર્થ શરમભર્યો અને અપમાનોની પરંપરા છે. તેનું કારણ કંઇક અંશે એ હોય છે કે આપણે હજી પણ અજાણતાં એમ જ માનતાં હોઇએ છીએ કે આપણે આપણા પતિની મીલ્કત છીએ, આપણે કોઈ એક સ્વતંત્ર વ્યક્તિઓ નથી. અરે, આપણુને તો ઉલ્ટું એમ પણ લાગતું હોય છે કે તેના પ્રત્યે કાંઈ પણ સ્નેહભરી લાગણીઓ ન હોવા બદલ આપણે જ દોષિત છીએ.

આર્થિક દૃષ્ટિએ જો કે આપણે સ્વતંત્ર છીએ, તો પણ હજુ સુધી આપણે આપણા જીવનનું ગંભીરપણે પૃથક્કરણ કર્યું જ નથી, આપણે પણ પૂર્ણ માનવી છીએ એવું સત્યજ્ઞાન સમજ્યાં હોતાં નથી, અને આજ કારણુસર આપણુને એક બીજા પ્રત્યે કાંઈપણ આસક્તિ ન હોવા છતાં આપણે સહજીવન ગુજારતાં હોઇએ છીએ.

'કાયદેસર' નો સંબંધ–ધૃણાસ્પદ, ભાવહીણો અને સાવ બેદરકારીભર્યો લાગવા છતાં–હજી આપણને તે ફરજિયાત હોય એમ લાગે છે.

કદાચ આપણા વિચારો અને ટેવોથી પ્રેરાયલી આપણી આત્મચલન શક્તિ આમાં મુખ્ય ભાગ ભજવતી હશે. આ બાબતમાં આપણા માટે મોટામાં મોટી મુંઝવણો તો એ ઊભી થાય છે કે આપણે ક્યાં અટકવું, અને આપણી જાતને કપટજાળમાંથી કેવી રીતે બચાવવી તથા વ્યભિચારને દાખલ થતો કેવી રીતે અટકાવવો.

જ્યારે આપણામાં નૈસર્ગિક લાગણીઓનો આવેશ આવ્યો હોય છે, ત્યારે જ સામાન્યતઃ આપણને પતિનાં ઠંડાં, બેદરકારીભર્યાં અને અર્થહીન આલિંગનોની કટુતા સમજાય છે, અને ત્યારે જ આ સહજીવનનો સંબંધ કંટાળા-ભર્યો અને ધૃણાસ્પદ લાગે છે.

પણ આપણે શું કરી શકીએ? શું સ્ત્રીએ એક પુરુષને છોડી બીજાની પાસે દોડ્યા જવું? કોઈ નીતિજ્ઞો જરૂર હંમેશ મુજબ બીભત્સતા અને નીચતા ભર્યા આવા કટાક્ષો કરશે.

એ બધા પ્રશ્નોના જવાબ મારી પાસે નથી. હું તો માત્ર એટલું જ સમજું છું કે આપણી જાતની ચોક્કસ સમસ્યાઓનો ઉકેલ લાવવાની પ્રાણશક્તિ આપણામાં જો પ્રગટી હોય તો, પછી આપણે કોઈ પણ રીતે દબાઈ જવું ન જોઈએ!

આ હું, મારા પોતાના માટે કહું છું, પણ બહુમતીની

બાબતમાં તો ઘણુંઓએ લાગણીઓની ચોક્કસ સત્યતા, અને જીવન તથા પ્રેમ સાથેના સાચા, પ્રેરક સંસર્ગની જરૂરીઆત પણ અનુભવી હોતી નથી. ઉત્પાદક તત્ત્વોની હાજરીની બાબતમાં જ્યાં વ્યક્તિત્વ ઘણું નીચું હોય છે, ત્યાં આ બાબતમાં વધુ સરળતા થઈ પડે છે, પણ જ્યાં માણસ સામાના કરતાં વધારે બુદ્ધિમાન હોય છે, ત્યાં વ્યક્તિત્વમાં તે વધારે ઉચ્ચ હોય છે, અને જ્યાં તેને માટે આ સંબંધો અસાધારણ અને વધુ ઉચ્ચ પ્રકારના હોય છે, ત્યાં તે તેના નિશ્ચિત લક્ષ્ય–પ્રકારોના સાંધણ બાબતમાં તે વધુ સ્વતંત્ર રીતે વર્તતો હોય છે.

અને હું પુનઃ પુનઃ જણાવું છું કે કેટલીય સ્ત્રીઓ આ વસ્તુસ્થિતિથી સાવ અજાણ હોય છે.

પણ જેઓએ પ્રેમદ્વારા પોતાના આત્માનો વિકાસ, અને પોતાની જાત વિષેનું અતિ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હોય છે, તેઓ કોઈપણ સ્થિતિમાં આ અપૂર્વ સૌંદર્યભર્યા હથિયારને, માત્ર નિરસ આનંદોના રમકડામાં ફેરવી નાખતા નથી. કારણ કે ઘણા પ્રસંગો આ રીતે ભજવાય છેઃ સવારમાં ઉઠતાં તમને પોતાની સોડમાં સુતેલી જોઈ પુરુષ તે તકનો લાભ ઉઠાવે છે, પણ જો તમે જુદા ઓરડામાં સુતાં હોત તો તે કદાપિ એ લાભ ન ઉઠાવી શકત.

જે પ્રેમબળ જ્યોતિ, બળ અને ઉલ્લાસના મૂળરૂપ છે, તેનો આપણે ઘૃણાત્મક, ઠંડી બેદરકારીથી વ્યભિચાર કરીએ છીએ, અને તેથી આપણે આપણી જાતને જનાવરો કરતાં વધુ અધમ કક્ષાએ મૂકી દઈએ છીએ. અહીં આપ-

હુને આપણો કાયદાબદ્ધ સંબંધ પણ બચાવી શકતો નથી.

તેં જોયું હશે કે હું કેટલી સરસ રીતે અને બુદ્ધિપૂર્વક દલીલો કરી 'શકું' છું. પણ જ્યારે વસ્તુ દલીલોને બદલે જીવન સાથે સંબંધ ધરાવતી થાય છે, ત્યારે તો પ્રાચીન સમયની જેમ, મારાં કાર્યો સાચાં છે, એવું પુરવાર કરવાની મારામાં શોધી પણ હિમ્મત જડતી નથી. મારામાં વસી રહેલું સત્ય જાહેરમાં આવતાં ડરે છે, અને ગેરકાયદેસરના સંબંધથી ઉત્પન્ન થયેલા બાળકની જેમ તે છેતરપીંડીના પડછાયામાં છુપાઈ રહે છે. આજ કારણસર તેમનો મિત્ર આવતાં મારા અંતરમાં શું નાટક ભજવાયું હતું તે હું મારા પતિ સમક્ષ જાહેર કરી શકી નહોતી.

## પત્ર છઠ્ઠો

સ્ત્રી પોતાના પતિથી આવી વાતો બે પ્રસંગોએ છુપાવે છેઃ એક તો જ્યારે તેને આશા હોય છે કે આવા પ્રસંગોની પુનરાવૃત્તિ થશે નહીં. એટલે નાહક પોતાના પતિને વ્હેમમાં નાખતી નથી; અથવા તો જ્યારે તે આવા પ્રસંગોને ચાલુ રાખવા ઈચ્છતી હોય છે, અને તેમાં કાંઈ બાધ ન આવે તે માટે તેના પતિને તે કાંઈ જાણ થવા દેતી નથી.

હું નથી જાણુતી કે મને ક્યાં અનુમાનો દોરી રહ્યાં હતાં. આ લાગણી પરત્વે ગંભીર વિચાર કરવા મારી જાત પર મેં દબાણ કર્યું નહિ, તેમ મારે શું જોઈતું હતું તે ચોક્કસપણે જાણવાની મેં બહુ દરકાર પણ કરી નહી. મને લાગે છે કે જાણે આ જ પ્રશ્નોએ આપણને ડરતાં શીખવ્યું છે, અને તેથી જ આપણામાં સત્ય પ્રગટ કરવાની હિમ્મત હોતી નથી.

મેં ક્યારે ય મારા પતિ સમક્ષ લાડીમીર વિષે વાત કહાડી નહી. કદાચ હું એ વાતને સાવ ભુલી ગઇ પણ હોત. પણ એકવાર અનાયાસે તેમને મેં સાધારણ રીતે જણાવ્યું:

'તમે ક્યારે ય તમારા મિત્રને જો પુનઃ આમંત્રણ આપવાના હો તો મને અગાઉથી જણાવજો કે જેથી હું ઓરડી સાફસુફ કરી રાખું.'

મારા પતિએ જવાબ આપ્યો કે 'જો તને કાંઇ વાંધો ન હોય તો આવતા રવિવારે તેને આમંત્રણ આપું.'

'જેવી તમારી ઇચ્છા!' મેં કહ્યું.

જ્યારે પહેલવહેલો લાડીમીર આવ્યો ત્યારે હું સ્વમાન ખાતર ઉશ્કેરાઈ ગઈ હતી, અને મને ભય હતો કે કદાચ તેના મિત્રે પત્નીની કરેલી પસંદગી માટે તે સંતોષ બતાવશે નહીં. આ વખતે પણ હું મુંઝાઈ ગઈ હતી. કારણ કે હવે હું અમારૂં પરસ્પરનું આકર્ષણ જાણતી હતી, પણ હવે શું ભજવાશે એ નહોતી જાણતી. અમારી વચ્ચે જે કાંઈ બન્યું હતું, તે યાદ આવ્યા પછી અમારી દૃષ્ટિ કેવી રીતે એક થઈ શકે?

તે રવિવારે સાંજે આવ્યો.

તેનો અવાજ મારે કાને પડતાં જ મારૂં હૃદય ધબકી ઊઠ્યું, અને મારી આંગળીઓનાં ટેરવાં ઝણઝણી ઊઠયાં.

'ચાલો, આજ તો 'હરમીટેજ' માં જઈએ.' ઓરડીમાં પ્રવેશ કરી મને સલામ કરતો તે બોલ્યો. 'આજે ત્યાં સરસ નાટક છે.'

'ભલે, જઇએ ત્યારે !' મારા તરફ અનિશ્ચિતતાથી જોઇ રહેતા સર્જે જવાબ આપ્યો.

હું પણ સમ્મત થઇ, અને માથે ટોપી મુકી.

એવામાં સર્જ કાંઇક કામસર બહાર ગયા, અને અમે બન્ને એકલાં પડયાં. આયના સામે ઊભા રહી, લાડી-મીર તરફ પુંઠ રાખી, મેં તરત જ વાતનો પ્રારંભ કર્યો: આપણને ટિકિટો મળી શકશે ? બહુ ગીરદી તો નહીં હોય ને !

મેં આ પ્રમાણે વાર્તાલાપ એટલા માટે શરૂ કર્યો હતો કે પળવાર પણ આ એકાંતમાં ગંભીર વાતાવરણ જામે નહીં, અને પહેલી મુલાકાત વખતે જે બન્યું હતું તેની પુનરાવૃત્તિ થાય તો સામાન્ય વાર્તાલાપદ્વારા તે દૂર રહે. પણ અમારૂં દૃષ્ટિમિલન થયું કે તરત જ અમને બન્નેને સમજાયું કે, એકલાં પડતાં અમારી દૃષ્ટિ ચુપચાપ એક ન થાય તે માટે જ, અમો વાતો કરતાં હતાં.

મારા પતિ એટલામાં ઓરડીમાં પાછા આવી પહોંચ્યા.

જ્યારે તમે પરણેલાં હો, અને માત્ર પતિ સાથે જ બહાર જવા ટેવાયલાં હો, ત્યારે પતિમાં દેખાતી લગ્ન પછીની નીરસ શાંતિ અને બેદરકારીથી તમે ટેવાઇ ગયેલાં હો છો.

જો તે પ્રબળ ઇચ્છાશક્તિવાળો પુરુષ હશે તો તમે જ્યારે પણ ક્યાંય બહાર જવાની કે આનંદપ્રમોદના સ્થાને જવાની વાત કહાડશો કે તરત જ તમારા પર તે ચીડાઇ જવાનો.

જો તે શાંત અને નિર્બળ ઇચ્છાશક્તિવાળો પુરુષ હશે તો સામાન્ય રીતે ચીડિયાં કરી ઉંચોનીચો થવાનો, અને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યા વિના તમારા તરફ અનિમિષ નયને જોઈ રહેવાનો.

તેની આ ઉદાસીનતા દૂર કરવા અને તમારી સંખ્યાની મઝા ન બગડે તે માટે, 'તમને શું થયું છે' એવી પૂછપરછ તમારે કરવી પડશે, અને તેના પ્રત્યેની તમારી લાગણીઓ અને પ્રેમના દેખાવનું પ્રદર્શન કરવું પડશે.

કેટલીક વાર તમે એવો ઢોંગ કરો છો કે જાણે તેના આવા ચીડિયા સ્વભાવની તમને ખબર જ નથી. તમે તેની સાથે હસશો અને તેની મજાક કરશો—આમ વસ્તુતઃ તમારે તમારામાં વસી રહેલી એ જુદી જુદી વ્યક્તિઓ સાથે વર્તવાનું હોય છે.

આ બન્ને પ્રસંગોમાં તમારા માનસમાં આ પ્રમાણેની વિચારસરણી રચાશે.

'અમને બન્નેને જરાય આનંદપ્રાપ્તિ થતી નથી તો પછી કોઈ પણ પ્રસંગે મારે તેમની સાથે શા માટે જવું જોઈએ ? હા, પણ એક કારણ છેઃ જ્યાંસુધી અમારે બન્નેને સહજીવન ગુજારવાનું છે, ત્યાંસુધી મારે મારી લાગણીઓ તથા સ્વભાવ પર સંયમ રાખવો જોઇએ. જો હું મિજાજ કરું અને એકલી ફરવા જાઉં તો તો મારે ભારે કિંમત ભરવી પડે—દિવસોના દિવસો સુધીના અબોલાની. ઓ પ્રભુ ! આ અબોલાની સજા કોઇને પણ ન કરીશ...અથવા તો એવો

ઠપકો સાંભળવો પડે કે મારે હંમેશા તેની દૃષ્ટિ બહાર રહેવાની કાળજી રાખવી પડે.

હું આ બધાથી ટેવાઈ ગઇ હતી, પણ ત્યાં પ્રાણ-શક્તિ અને સંકલ્પની મૂર્તિ સમો એક અનુપમ માનવ અમારા મંડળમાં ભળ્યો.

લગભગ દરેક પુરુષ સ્ત્રી સાથેના પ્રથમ પરિચયમાં અદ્‌ભુત જ લાગે છે. તે વખતે પતિની ગરીબડી મુખમુદ્રા જોઈ ઉત્પન્ન થતી દયાની લાગણીઓ અદૃષ્ય થઈ જાય છે, અને તેને સ્થાને કંટાળો અને ઘૃણા દેખાવા લાગે છે. તમે તમારા સ્વામીને તમારાં પોતાનાં જ નયનો વડે નહીં, પણ તમારી સાથેના અન્ય પુરુષનાં નયનો વડે જોવા માંડો છો, અને તમને આવો પતિ મળવા માટે તમારા અંતરમાં શરમની અને કંટાળાની લાગણીઓ ઉદ્‌ભવે છે. કેવળ કંટાળો જ નહી પણ તમને આવો પતિ મળવા માટે ખેદ થાય છે, અને તમને તમારી જિંદગીનો પરાજય સમજાય છે.

કંટાળાની આ અર્ધ–આછી જ્ઞાનવાળી લાગણીઓ અને વિચારો આપણને ઘૃણાસ્પદ લાગે છે, પરંતુ આ બધું આપણી ઇચ્છાશક્તિથી જ સ્વતંત્ર રીતે જન્મ પામે છે. આપણે તેને રોકી શકતાં નથી, અને આપણને એમ લાગે છે કે આપણું જીવન હવે બે ભાગમાં વહેંચાઇ ગયું છે. એક ભાગને પતિની પામરતા જોઇ તેના તરફ કંટાળો જન્મે છે, અને બીજો ભાગ મિત્ર તરફ ઢળેલો હોઇ, તમને છૂપો ઉલ્લાસ અને નવો પ્રાણ અર્પે છે.

પરિણામે આપણને આપણી જાત પ્રત્યે એક પ્રકારનો કૃત્રિમ આવેશ પ્રગટે છે.

અમે થિયેટરે આવી પહોંચ્યાં. લાડીમીર ટિકિટો ખરીદવા જતો હતો, પણ મેં મારા પતિને મોકલ્યા. લોકોના ટોળાથી ઘેરાયલી ટિકિટ ઓફીસ તરફ માર્ગ કરતા મારા પતિને જોતાં અમે બન્ને જણાં ચુપચાપ ઊભાં રહ્યાં. તેમણે પગનાં ટેરવાં પર ઊભા થઈ લોકોથી ઊંચા થઈ ટિકિટ બારીનાં દર્શન કરવા પ્રયત્ન કર્યો, પછી ચોપાસ જોયું, અમારા પર નજર નાખી, અને જાણે કે ગીરદી ઘણી છે અને ટિકિટો ખરીદવાનું કાર્ય અતિ મુશ્કેલ છે એવું બતાવવા, ખભા હલાવ્યા અને નિરાશાથી કાંઈક હોઠ ફફડાવ્યા.

જાણે કે મેં તેની આવી લાચારીભરી સ્થિતિ નિહાળી જ નથી તેવી મુખમુદ્રા સાથે પીઠ ફેરવી હું લાડીમીર સાથે વાતો કરવા લાગી.

મને યાદ નથી કે તે સમયે મેં શી વાતો કરી હતી. વસ્તુતઃ મેં તો એટલા માટે વાર્તાલાપ શરૂ કર્યો હતો કે પગની આંગળીઓના ટેરવાં પર ઊંચા થતા પતિદેવની મૂર્તિનાં પુનઃ દર્શન કરવાં ન પડે.

“ મને લાગે છે કે એનો ત્યાં પત્તો નહીં ખાય. લાવો, હું જાઉં. હું આવી બાબતોથી ટેવાઈ ગયેલો છું.” લાડીમીરે કહ્યું.

તેણે સરસ રમુજી ભાવે આ અભિપ્રાય જાહેર કર્યો. તે સર્જની પામરતા પિછાનતો હતો, સુખપ્રદ દુર્બળતાથી તે પરિચિત હતો, તે તેને સંપૂર્ણ રીતે ઓળખતો હતો અને હું પણ આ બધું જાણતી હતી, પરંતુ એક અજાણ્યા

માણસ સમક્ષ આ અપ્રસન્નતા બતાવવી એ મારે માટે ભારે હતું. મને મારી કિંમત ઓછી લાગી અને મને સાથે એમ પણ લાગ્યું કે તેના જેવો પુરુષ મારા તરફ સ્નેહભીની નજરે જુએ તેથી મારે ખુશ થવું જોઈએ, એવી તેને અનિચ્છનીય કલ્પના પણ આવે.

લાડીમીરને તેમની મદદે જવાનો સમય નહોતો રહ્યો કારણ કે સર્જ નિષ્ફળ પ્રયત્નો કર્યા બાદ ક્યારના અમારા તરફ આવવા નીકળી ચૂક્યા હતા. અમારી પાસે આવી ખભા હલાવતાં તેમણે જણાવ્યું કે મહાપ્રયત્ને છેલ્લી ઘડીએ બારીએ પહોંચ્યો, ત્યાં તો એક માણસ તેની નજર આગળ જ તેને ધક્કો મારી છેલ્લી ત્રણ ટિકિટો ખરીદી ગયો, એટલે પોતાને હાથ ઘસતાં જ રહી જવું પડ્યું.

શું પ્રત્યુત્તર વાળવો તે મને સુઝયું નહીં. તે વખતે હું એટલી બધી ચીડાઈ ગઇ હતી કે કદાચ રોઈ પડત.

જીવનમાં માત્ર એક જ વખત, અને તે પણ મારે માટે અજ્ઞાત એવા એક પુરુષની હાજરીમાં, સર્જે જો સામર્થ્ય, ચપળતા અને મને ખુશ કરવાની ઇચ્છા દાખવ્યાં હોત, તો તેના મિત્રથી હું નિર્ભય રહી શકી હોત, અને તે માટે હું વધારે ગુમાન લેત અને તેના મિત્ર માટે હું વધારે અપ્રાપ્ય થઈ જાત.

પળવાર બાદ, મારા પતિ તરફ જોયા વિના જ મેં કહ્યું:

"તમને ટિકિટો આપવાને બદલે, જેને જરા પણ હક નહોતો, એવા લોકોને શા માટે તેણે ટિકિટો આપી દીધી હશે?"

" એમાં કાંઈ બહુ ચિંતા કરવા જેવું નથી. હમણાં હું બધું ઠીક કરી આવું છું." લાડીમીરે ટિકિટ ઓફીસ તરફ જતાં કહ્યું. તેનો આનંદી સ્મિત વેરતો ચહેરો ક્ષણવાર ટિકિટ ઓફીસની બારી સમક્ષ દેખાયો, પછી એ ક્યાંક અદૃશ્ય થઈ ગયો, અને થોડી વારમાં જ વધારાની ત્રણ બેઠકની ટિકિટો લઇ આવી પહોંચ્યો.

સત્યતઃ થિયેટરમાં ટિકિટો મેળવવાની વાત! એ બહુ નજીવી બાબત હતી. અમે જો તે ન મેળવી શક્યા હોત, તો તેથી અમારૂં કાંઇ લુંટાઇ જવાનું ન હતું. પણ મને વધારે તો એથી ચીડ ચઢી કે મારા પતિ જે ન કરી શક્યા, તે મને આકર્ષણ કરતો એક અજ્ઞાત પુરુષ કરી શક્યો. હું કશાકને વળગી મારી જાતને બચાવી શકું એવી મને એક ઠંડી અને ઊંડી ઇચ્છા થઇ આવી, પણ તેવું ત્યાં કાંઈ જ ન હતું.

" ચાલો, હવે કાંઈ વાંધો નથી." મારા પતિએ કહ્યું. " જરાક કાંઈક બન્યું કે તારો તો મિજાજ જ જતો રહે છે."

" પણ છેવટે કોક બીજાથી જ તે મિજાજ હંમેશાં ઠેકાણે આવે છે. તમારાથી તો નહીં જ." મને કહેવાની ઇચ્છા તો થઈ આવી, પણ શબ્દો મેં મારા અંતરમાં જ દબાવી રાખ્યા.

મને ચીડાયેલી જોઇ લાડીમીર વાંકો વળી, મારી આંખોમાં આંખો મેળવી સ્મિત કરતો બોલ્યો:

" કાંઇ નહીં, હવે કશો વાંધો નથી."

અને તેણે કોણી વતી મારો હાથ દાબ્યો—જાણે કે મને દિલાસો દેનારા તરીકે તેને મળેલા હકનો તે ઉપભોગ કરતો હતો. પછી તેણે અધોમુખે ઊભેલા મારા પતિ તરફ ડોકું હલાવતાં કહ્યું.

"આવાં કામ માટે તે નકામો છે. હું તેને બાવીસ વર્ષથી પિછાણું છું, અને હજીએ તે હતો તેવો ને તેવો જ છે."

આ શબ્દો માટે મેં તેનો આભાર માન્યો. જાણે કે તે મારું અંતર વાંચી ગયો હતો, અને આમ બોલી તે મારા પતિ માટેના મારા અભિપ્રાયને સુધારવા મથતો હતો.

સર્જ, હજી પણ તેમની નિષ્ફળતાના જ વિચારોમાં મગ્ન રહી બોલ્યાઃ

"પણ પેલો નાલાયક શાથી ફાવી ગયો? કોણ જાણે ક્યાંયથી આવી ચઢયો અને વિજયીની ત્વરાથી ટિકિટો લઈ ચાલ્યો પણ ગયો!"

મેં લાડીમીર તરફ જોયું, અને હવે મારા અંતરમાં કોઈ કડવી લાગણી ન હોવાથી, હું ખડખડાટ હસી પડી.

મારા પતિએ પણ આછું સ્મિત કર્યું, અને અમે નાટકશાળામાં જઈ ગોઠવાયાં. હું બન્ને મિત્રોની વચમાં બેઠી હતી, ત્યાંથી મારા પતિ મારા પર વળીને લાડીમીરને સંબોધીને કહેવા લાગ્યાઃ

'ખેલ ખલાસ થયા બાદ તારે જરૂર અમારી સાથે ઘેર આવવું પડશે. આપણે જરા આનંદ કરશું.'

આ સાંભળી મારું હૃદય જાણે કે અટકી ગયું. મને લાગ્યું કે મારે કહી દેવું જોઈએ કેઃ 'ના, ન આવશો.'

પણ મારા પતિની હાજરીમાં હું એ શબ્દો ન ઉચ્ચારી શકી. ઉપરાંત હું આમંત્રણ આપનારની પત્ની હોવાથી ઊલટું મારે એ આમંત્રણને ટેકો આપવો જ રહ્યો.

તેથી, અમારા ખભા અડકે તેવી રીતે અમે બેઠાં હોવાથી, અમારા અંતરમાં જે લાગણીઓ ઉદ્ભવતી હતી, તેની જરા પણ ખબર ન પડે તેવા શાંત, મિત્રતાભર્યા અવાજે મેં કહ્યું:

'હા, હા. તમે આવશો તો ખુબ આનંદ આવશે.'

જ્યારે તમે થિયેટરમાં તમારા પતિ સાથે બેઠાં હો, અને તમારી નજદીકમાં જ તમે જેના પ્રત્યે અનિશ્ચિત, અર્ધચેતનમાં આકર્ષાયાં હો એવો પુરુષ બેઠો હોય, ત્યારે કેવો અદ્ભુત રોમાંચ થાય છે, એ તમે જાણો છો? તે તમારી સમક્ષ તેના અંતઃકરણની લાગણીઓ ઉઘાડી રીતે જણાવવામાં, અને તમે તમારી લાગણીઓ તેને જણાવવામાં, એમ બન્ને અંતરમાં ડરતાં હો છો. અને છતાં ધ્યાન આપવા લાયક તેના ખભાનો સુખદ સ્પર્શ તમે ખસેડી શકતાં નથી. આ એવી કોઈ અદ્ભુત વસ્તુ છે કે જેનો સામનો કરવાનું તમારામાં બળ નથી હોતું. પછી તમારી વ્યાકુલતા અને આવેગ છુપાવવા, અને તમારા પતિને ઊંધા માર્ગે દોરવા, તમે તમારા પતિ સાથે તોફાન આદરો છો, અને તેમ કરતાં કેટલીય વાર તમે તેની બગલમાં દબાઓ છો કે જેથી આ હિલચાલમાંની વ્યાકુલતા અને અન્ય પુરુષના ખભાના સ્પર્શથી તમારા અવાજમાં આવેલી માદકતા માટે તમારો પતિ વહેમાય નહીં.

તે દિવસે રંગભૂમિ પર શું ભજવાયું તેની મને જરા પણ ખબર ન રહી. અને જ્યારે નાટક પુરૂ થયું ત્યારે જ મને ખબર પડી કે કેટલીય વ્યક્તિઓના જીવનમાં ક્યારેય જેનો અનુભવ નથી થતો એવા એક અપૂર્વ રોમાંચનો અંત આવ્યો હતો. પણ જેની હું ઈચ્છા રાખતી ન હતી તેવી છેતરપીંડી મારામાં ક્યારની ય દાખલ થઈ ચુકી હતી, અને તેનો સ્વીકાર કરતાં હું ડરતી હતી.

# પત્ર સાતમો

એક વસ્તુ હું નથી સમજી શકતી કે શાથી લગભગ એકેએક પુરુષમાં એકાદ સામાન્ય ખાસીઅત તો હોય છે જ.

મેં એ જોયું છે કે ગમે તેવી ગાઢી મિત્રાચારી હોવા છતાં જો એક પુરુષ તેના મિત્રની પત્નિ પ્રત્યે આકર્ષાયો હોય છે, તો એ મિત્રાચારીને ખાતર પણ આ આકર્ષણને દબાવી દેવાનો યત્ન કરતો નથી. માત્ર જ્યાં મિત્રપત્ની કદરૂપી યા વૃદ્ધા હોય છે, ત્યાં આ નિયમ અપવાદરૂપ નિવડે છે.

ઘણીવાર તો પતિ પોતે જ તમને આ તરફ ધકેલે છે. દાખલા તરીકે, જ્યારે અમે ઘેર પહોંચ્યાં, ત્યારે જાણે કે જાણી જોઈને અમને એકાંત મળે તેમ સર્જ વારંવાર ઓરડામાંથી બહાર ચાલ્યા જતા.

જ્યારે મેં કહ્યું કે હું ભોજનની તૈયારી કરું, ત્યારે તેમણે મારો હાથ પકડી મને એ બધી ચિંતા છોડી દેવાનું અને પોતે એ બધું કામ સંભાળી લેશે એમ કહી, હસ્તાં હસ્તાં મને પરાણે લાડીમીરની સામે એક સોફા પર બેસાડી દીધી. પછી તેમણે અમને વાતો કરી આનંદ મેળવવાનું અને 'ફાવે તેમ વર્તવાનું' જણાવ્યું.

હું આનો મર્મ સમજી શકી નહીં. એને તે હૃદયની નરી સરળતા કહેવી કે માનવજાત પરની શ્રદ્ધા કહેવી ? અથવા તો જેમ કોઈ એક પુરુષ પાસે બંદુકોનો સારો જથો હોય, અને તેમાંથી એકાદની અજમાયશ લેવાનું તે તેના મિત્રને કહે કે જેથી કરીને તે એ બંદુકની ઉત્તમતા જાણી શકે, અને એવી ઉત્તમ બંદુક ધરાવવા માટે તેના માલિકની અદેખાઈ કરે, તે જ પ્રમાણે પોતાનો મિત્ર-જેનાથી તેને ડરવાનું કાંઈ કારણ નથી, તે પોતાની પત્નીના ગુણોથી વધારે માહિતગાર થાય એવી આંતરિક ગર્વની ઇચ્છા તેને કહેવી ?

મને લાગે છે કે તેમાં આંતરિક ગર્વની જ ઇચ્છા વધારે હોય છે. અહીં આપણને ઈર્ષ્યા વિષે સંસ્કારી માનવીઓની આદર્શવાદી ખાસીઅતોની એક નવી જ બાજુ જાણવા મળે છે. ઈર્ષ્યા જ સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વને બીનકાયદેસર દબાણ હોવાનું ગણે છે, અને દરેક સંસ્કારી માનવી, દરેક તર્કે, એમ બતાવવા મથતો હોય છે કે તેને માટે એ વસ્તુ, એક પીછેહઠની વસ્તુ છે—હજી તેનામાં રહી ગયેલા જૂના સંસ્કારની તે વસ્તુ છે.

બીજી બાજુ આ બુદ્ધિમાન વર્ગમાં માત્ર સિદ્ધાંતમાં જ પળાતા એવા કેટલાય ઉદાર નિયમો હોય છે, પણ જ્યારે એ નિયમોને વ્યવહારમાં મુકવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેમની આ ઉદારતાની ભાવનાને સ્થાને અતિ સંકુચિત આપખુદી નજરે ચઢે છે.

જ્યારે સર્જ ઓરડાની બહાર ગયા ત્યારે અમે અજાણતાં એક બીજાથી દુર ખસીને બેઠાં. આમ કરવાનું શું કારણ હતું તે અમે પોતે પણ સમજી શકયાં નહીં.

મેં પૂછયું: "આપણે લોકોને મળીએ, તેમની સાથે ખુબ વાતો કરીએ, છતાં તેમની સાથે થતા વાર્તાલાપની આપણા પર જરાય અસર ન થાય, એવી પરિસ્થિતિ તમે કલ્પી શકો છો? આપણા સૌથી વધુ નજીકના અને જેની સાથે આપણે વર્ષો વિતાવ્યાં એવા સ્વજનની બાબતમાં બરાબર આવી જ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. આવું જીવન જીવતાં હોઇએ, ત્યાં આપણને અચાનક એક અતિ અદ્ભુત માનવની મુલાકાત થાય, આપણે કે આપણો પ્રિયજન કયારે ય જે વિષયને છેડી નહોતાં શકયાં, તેવા વિષય પર આ માનવ સાથે આપણે વાતો કરીએ, તેના થોડા જ શબ્દો આપણામાં અજ્ઞાત હતી તેવી લાગણીઓ જગવે અને પરિણામે આપણા પ્રિયજનનું સ્થાન આ નવીન આગંતુક કબજે કરે."

"......અને આપણે પોતે પણ આશ્ચર્ય પામીએ કે આપણામાં કાંઇક એવું હતું, જેને ન તો આપણે જાણી શકયાં હતાં, કે ન તો તે મેળવી શકયાં હતાં, તેને આ નવા આગંતુકે પારખી સચેત કર્યું."

લાડીમીરે સ્મિતપૂર્વક કહ્યું. "હા, હું એ લાગણી બરાબર સમજી શકું છું. તેમ થવાનું કારણ એ કે કેટલાક માણસોમાં આંતરિક ફળદ્રુપતા હોય છે, જ્યારે બીજાઓમાં તે હોતી નથી......આ આંતરિક ફળદ્રુપતા શું છે? કોણ તે સમજાવી શકશે?.........જગતમાંથી માનવી કાંઈક મેળવે છે, અને તેને ગાળતાં ગાળતાં પોતાના અંતરાત્મા સુધી પહોંચવા દઈ, તેમાંથી હકથી રાખી શકાય તેટલું રાખી લે છે, અને પછી તે જ કાંઈક વસ્તુને પોતાની વસ્તુ તરીકે તે વિશ્વને પાછું આપે છે, અને જેમ માનવો મોટા તેટલી જ આ ફળદ્રુપતા પણ વધારે પ્રમાણમાં હોય છે."

"હું પણ હમણાં બરાબર એવા જ વિચારો કરી રહી હતી. પણ શાથી પ્રજાનો માત્ર એક કરોડાંશ જ ભાગ આ રીતે જીવન વ્યતીત કરતો હશે?"

"કારણ કે આપણી અતિ નજીક રહેલી વસ્તુઓને જોઈ શકવી એ જ સૌથી મોટી મુશ્કેલીની વાત હોય છે. પણ તેમાં જો શ્રદ્ધા ઉત્પન્ન થાય તો આપણા જીવનમાં રસિકતા ઉદ્ભવે છે." લાડીમીરે જણાવ્યું. "અને એકવાર આ રીતે જીવન જીવવાની શરૂઆત કરી એટલે આપણે આ જાતની સામગ્રી વધારે ને વધારે નિપજાવી શકીશું, અને તેની કુચ અનંત અને સદાકાળ ચાલ્યા જ કરશે."

"વારંવાર મેં મારી જાતને આ જ શબ્દો વડે પ્રશ્નો કર્યા છે." મેં આશ્ચર્યસહ કહ્યું. "બે ભિન્ન માણસો એક જ વસ્તુ પર એક જ જાતનો અભિપ્રાય શી રીતે કહી શકતા હશે?"

"દરેક વ્યક્તિમાં આ સત્ય વસ્તુનું અસ્તિત્વ હોય

છે, અને તે વિષે આપણે બધાં ચર્ચા તો કરતાં હોઈએ છીએ, પણ એ સત્ય વસ્તુને જોઈ શકે એવા તો માત્ર થોડાં જ માનવી હોય છે, અને તેથી પણ ઓછાં માનવીઓમાં એ વસ્તુને સમજવાની જ માત્ર નહીં, પણ તે વડે જીવવાની શક્તિ હોય છે. હું જો તે વડે જીવતો હોત તો આજે એક મહાન કલાકાર બની ગયો હોત, પણ તે માટે કેવળ ઈચ્છા જ હોવી એટલું પુરતું નથી."

આમ બોલતાં બોલતાં લાડીમીરે, યંત્રવત્ અને પોતાના જ વિચારોમાં મશગુલ હોય એવા ભાવથી મારી છાતી પર લટકતું નાનું લોકીટ હાથમાં લીધું, અને તેની સાથે રમવા લાગ્યો. હું તો ભમર ચઢાવી, તે જે બોલતો હતો, તેનો અર્થ સમજવા તાકી રહી હતી, અને તેનું આ કાર્ય, સાવ મહત્ત્વહીન હોવા છતાં, કોણ જાણે કેમ પણ કોઈ અગમ્ય રીતે મને ગમ્યું. તેના ખભા સાથેનો મારા ખભાનો સ્પર્શ, સામાન્ય હોવા છતાં, પણ રોમાંચક લાગ્યો.

"આ સત્ય વસ્તુના મહત્ત્વની આંકણી થઈ શકે તેમ નથી. તે માટે ખૂબ જ આંતરિક એકાગ્રતા અને બહુ મોટા આત્મભોગની ખાસ જરૂર હોય છે. અને તેનું અસ્તિત્વ પુરવાર કરવા માટે, તમે કહો છો તેમ, ત્રીજા નેત્ર અને કાનની જરૂર પડે છે....તમે મારૂં કહેવું તો સમજ્યાં ને ?"

"તમે તો મારા અંતરના વિચારો ચોરીને બોલતા હો તેમ લાગે છે." મેં તેના તરફ આશ્ચર્યથી જોઈ રહેતાં જવાબ આપ્યો.

"તમે મારા કરતાં ઘણે ભાગે વધુ સુખી હશો." લાડીમીર સ્મિતસહ બોલ્યો.

"શા ઉપરથી ?"

"તમે સ્ત્રી છો, અને સ્ત્રીઓ હંમેશાં અગમ્ય વસ્તુઓ સાથે અમારા કરતાં વધુ સારી રીતે જીવન ગુજારી શકે છે."

અને તેણે કરૂણાપૂર્ણ વક્રોક્તિથી ઉમેર્યું: "સંકલ્પબળ અને સાથે સાથે મહાન પ્રયત્નની પણ અતિ આવશ્યકતા છે...તે વિષેનું કેવળ જ્ઞાન મેળવવું અને વાતો કરવી એટલું જ બસ નથી હોતું. છતાં આટલા માટે પણ હું તમારો આભારી છું, કારણ કે હું અને સર્જ ઘણો સમય સાથે કામ કરતા હતા, છતાં મેં તેની સાથે ક્યારેય આવા વિષયો પર વાતો નથી કરી."

હું પ્રત્યુત્તરમાં કાંઈક બોલત, પણ તેજ વખતે મારા પતિ અંદર આવ્યા, અને અમને બન્નેને લાગ્યું કે તેમની હાજરીમાં અમારાથી વાર્તાલાપ ચાલુ રાખી શકાશે નહિ. તે બોલ્યાઃ "ઓ હો ! મને લાગે છે કે તમે તો તત્ત્વજ્ઞાનના કોઈ ગૂઢ પ્રશ્નો ચર્ચી રહ્યાં છો !"

હું જરાક શરમાઈ ગઈ અને કાંઈ પણ બોલ્યા વિના ચુપચાપ બેસી રહી. મારે માટે એ માત્ર શુષ્ક તત્ત્વજ્ઞાનની ચર્ચા જ નહોતી, પણ કોઈ એક બીજી વ્યક્તિ, મારા હૃદયમાં આજદિન સુધી જે સુષુપ્ત પડયું હતું, તેનો સ્વીકાર કરતી હતી, તેનો મને આનંદ હતો.

મારામાં સ્ત્રીત્વ તો જાગૃત હતું, પણ આ નવા આગંતુકે જે અભિનવ લાગણીઓથી મારા હૃદયને ભરી દીધું હતું, તે ખુલ્લી રીતે જાહેર કરવાની મારામાં પુરતી શક્તિ

અને મનોબળ નહોતાં, અને કયારેય મને મારા પતિ તરફથી તો આવી ઊર્મિલતાનો લાભ મળ્યો જ નહોતો. આવી બાબતોમાં જનસમાજનું માનસ વિલક્ષણ હોય છે. તે ગહનમાં ગહન વસ્તુઓને પણ પોતાની સમજશક્તિની ભૂમિકાએ લઈ આવે છે. દાખલા તરીકે કલાકાર અને પ્રતિભાવાન પુરુષોના આત્મા પર નારીની મહત્તા એટલી બધી અસર કરે છે, કે તેઓ પોતાની કલાત્મક અમરકૃતિઓમાં તેમને નવા અવતારે પ્રતિબિંબિત કરે છે, પણ એક સામાન્ય માણસ જે રાતદિવસ મહાન સદ્‌ગુણોનાં માત્ર ગુણગાન ગાતો હોય છે, તેના મુખમાં તો, જેનો વિચાર કરતાં પણ કમકમાં આવે એવા, દ્વિઅર્થી શબ્દો જ દેખાશે.

અત્યાર સુધી અંદરખાનેથી અમે આ પ્રકારનું જીવન વ્યતીત કરતાં હતાં, અને અમારી સાચી લાગણીઓને જાહેર કરતાં પણ અમે ડરતાં હતાં, કારણ કે સામાન્ય રીતે આ જાતનું વર્તન ટીકાપાત્ર ગણાતું.

મને જે ભાસ્યું હતું તે સ્પષ્ટપણે મારે આ પ્રમાણે જણાવી દેવું જોઈતું હતું:

"એક અજાણી વ્યક્તિ સાથેનો ગેરકાયદેસર અને સામાન્ય નિયમો મુજબ બીભત્સ ગણાતો સહચાર મને આંતરિક વિકાસ માટે બળ અને શક્તિ આપે છે, પણ જેને માટે મારામાં બીલકુલ ઉત્સાહ પ્રગટતો નથી તેવા મારા પતિ સાથેના કાયદેસરના સહચારે મારામાં માત્ર એક પ્રકારની જડ અવસ્થા જ જન્માવી છે, અને માત્ર નીરસ

થાકનો કચરો તથા જેનાથી હું અજ્ઞાન છું એવા કશાકનો પશ્ચાત્તાપ મેળવી હું મારા પતિ સાથે આ વિકાસ અને ઉત્પાદક ગતિનું ઝરણુ નકામું વહાવી દઉં છું."

પણુ આ પ્રમાણે, અને તેમાંય ખાસ કરીને મારા પતિને તો આવું કહેવું મને યોગ્ય ભાસ્યું નહિ. રૂઢિચુસ્ત સામાન્ય માનવીઓમાં વસતા નીતિશાસ્ત્રપ્રણેતાઓ દરેક સામાજિક અને રાજકીય સંસ્થાઓમાં બગલમાં છુપાવેલા બાઈબલ સાથે લપાતા છુપાતા ભમતા હોય છે, અને જો પોતાનો અર્થ સધાતો હોય તો ક્રાંતિકાર બની જવાનું નાટક ભજવવાનું પણુ તેઓ ચુકતા નથી, અને એ નીતિશાસ્ત્રપ્રણેતાઓએ જ આપણને આપણા પોતાના સત્યથી ડરતાં શીખવ્યું હોય છે, અને આને પરિણામે જેને જીવનનો જવાબ આપવાનો છે, તથા સમાજમાં પ્રતિષ્ઠિત થવા લાયક અને બીજાઓની દેખરેખની જરૂર હોતી નથી એવા આપણે કોઈએક છીએ એવું માનવાને બદલે, આપણે સારૂંય જીવન આપણી જાતને ચોર, બદમાશ અને શીખાઉ છીએ એવી માન્યતામાં વિતાવતાં હોઈએ છીએ.

પળવાર, એવો કોઈએક નીતિશાસ્ત્રી જો મને આમ લગોલગ કોચ પર બેઠેલી જોઈ જાય, તો જરૂર તે મોઢું મચકોડે એ વિચારે મને મુંઝવણુમાં નાખી દીધી, કારણુ કે અસભ્યતાનું એકેએક ચિન્હ ત્યાં મોજુદ હતું, અને હતું પણુ તેમ જ ! હું તેની એકદમ નજદીક બેઠેલી હોઈ, દરેક પળે તેના ખભાના સ્પર્શની આશા રાખતી હતી.

હું જે વિચારો કરતી હતી, અને જેનો અનુભવ કરતી હતી, તે જો મેં હિમ્મતપૂર્વક અને જાહેર રીતે જણાવ્યા હોત તો સામાન્ય જનતાના અભિપ્રાય મુજબ હું બેશરમી અને નફટાઇ માટે ગુનેહગાર ઠરી ચુકી હોત. પણ હું શાંત બેઠી હતી, અને જેને હું પોતે ધૃણાસ્પદ અને ગેરકાયદેસર વસ્તુ માનતી, તથા જેના વિષે બાહ્ય સ્વરૂપમાં નીતિશાસ્ત્રપ્રણેતાઓ મોટાં મોટાં વિવેચનો કરે છે, તે વસ્તુનો હું ગુપ્ત રીતે આનંદથી ઉપભોગ કરતી હતી. બીજી બાજુ મારામાં હું પોતે જેવી હતી તેવા સ્વરૂપે પ્રગટ થવાની, તેમ મારામાં જે હતું તેનો અસ્વીકાર કરવાની, હિમ્મત પણ નહોતી.

"જુઓ તો ખરાં! સમય કેટલો ચાલ્યો ગયો." મારા પતિ બોલ્યા. "જ્યારે આપણે વ્યાયામશાળામાં જતા, ત્યારે ત્યાં છોકરીઓ સાથે ફરવા જતા, અને થાકી જતા ત્યાંસુધી બરફ પર રઝળતા...પણ હવે તો એ બધું ય કંટાળા-ભર્યું અને નીરસ લાગે છે......એ કેવો મધુર સમય હતો!"

બેય મિત્રોએ ભૂતકાળનાં પાનાં ફેરવવા માંડયાં. નાટકશાળામાં મને જે અતિશય ઉશ્કેરાટ થયો હતો, તેને લીધે અત્યારે હું ઉંડા ચિંતવનમાં ઊતરી પડી હતી. લાડીમીરનો હાથ મારા કોણી ઉપરના ભાગને પંપાળી રહ્યો હતો.

મને લાગ્યું કે હવે હું કદાપિ પણ મારા પતિની સોડમાં લપાઈને બેસી નહિ શકું. મારાથી એમ હવે થઇ શકે જ નાહ, કારણકે હવે તેમ કરવું એ ખોટું, અને નૈતિક દષ્ટિએ અયુક્ત તથા અશક્ય હતું.

એવામાં મારા પતિ ઓરડો છોડી બહાર ગયા.

હું લાડીમીર તરફ ફરી અને થોડીવાર તેના તરફ જોઇ રહી.

તે દરમ્યાન અમે પરસ્પર એક શબ્દ પણ બોલ્યાં નહિ.

જ્યારે મારા પતિ પાછા અંદર આવ્યા, ત્યારે વિચાર કરવા માટે જરા પણ સમય આપ્યા વગર, અને બધું જ છુપાવવાની અને છેતરવાની સ્વાભાવિક બુદ્ધિઅનુસાર તરત જ હું લાડીમીરથી ખસીને આઘી બેઠી.

આ જરા અણુજાુગતું તો લાગ્યું, તદુપરાંત અમે ચુપચાપ બેઠેલાં હોઈ દેખાવને ખાતર પણ કાંઈ અર્થહીન શબ્દોનો ઉચ્ચાર કરી શક્યાં નહિ.

મારા પતિ, અમારી હીલચાલ પર નજર નાખતા અંદર દાખલ થયા, અને લાડીમીરની નજીકથી મને દૂર ખસતી જોઈ ગયા. ઘુંટણ પરના મારા ઘાઘરા પર કરચલીઓ પણ પડી હતી.

સામાન્ય રીતે સર્જ આવું કોઈ એક વાકય બોલી અંદર પ્રવેશ કરતા:

“ મારે કહેવું જોઈએ કે નાટક જોયા બાદ અહીં આવી આમ ગપ્પાં મારતાં થોડીવાર બેસવું એ વિચાર એકંદરે ખોટો નહોતો.”

પણ આ વખતે એ કાંઈ જ બોલ્યા નહિ. તેમણે તો ડ્રેસીંગ ટેબલ નજીક જઈ કાંઈક અમસ્થાં જ ફાંફાં મારવાં માડયાં—જો કે સાચું પૂછો તો તેમને ત્યાં કાંઈ જ કામ નહોતું.

એકાદ મિનિટ ત્યાં નિઃશબ્દ શાંતિ પ્રસરી રહી.

"હવે તમે ત્યાં શાના ફાંફાં મારો છો? અહીં અમારી સાથે આવીને બેસોને?" જાણે કે હું તેમની માનસિક સ્થિતિથી અજાણ હોઉં, અને તે માટે હું જરા પણ જવાબદાર ન હોઉં, તેવા ભાવથી મેં કહ્યું. છેતરપીંડીના વાતાવરણે પુનઃ મારો કબજો લીધો હતો. હું મારી જાતને એમ મનાવતી હતી કે તેમણે કશું જ જોયું નથી. આથી તેમને દુઃખ થયું હશે કે કેમ તેનો પણ મેં વિચાર કર્યો નહિ—અરે હું તો તે વિષે વિચાર સુદ્ધાં પણ કરવા ઈચ્છતી નહોતી. મારે માટે એ એક બેદરકારીની વસ્તુ હતી. હું તો માત્ર એટલું જ ઈચ્છતી હતી કે એ આવીને તેમના નિયમિત સ્થાને બેસે કે જેથી મને પુનઃ લાડીમીર નજદીક બેસવાની તક મળે.

જાણે કે અમે હવે સ્થાન બદલ્યાં હતાં. પૂર્વે એ મારી નજીક બેસવા આતુર રહેતા, અને હું તેમનાથી દૂર રહેવા મથતી. હવે હું તેમની નજદીક બેસવા મથતી હતી, ત્યારે મને એમ લાગવા માંડ્યું કે તેઓ મારાથી દૂર ખસવા ઈંતેજાર હતા. હવે એ ઠંડી શાંતિમાં આવી ગયા હતા, અને તેમના મિત્ર લાડીમીર પ્રત્યે પૂર્વવત સરળ અને ખુલ્લા દિલે નહોતા જોતા.

જ્યારે સર્જ, અલબત્ત અનિચ્છાએ, કોચ નજદીક આવ્યા, કે તરત જ મેં તેમનો હાથ પકડ્યો અને લગભગ બળ કરીને પરાણે બેસાડ્યા, અને જ્યારે અમારાં નયનોનું મિલન થયું ત્યારે તે મારી આંખોમાં પોતે મિનિટે મિનિટે આમતેમ રખડ્યા ન કરે અને મારી નજીક બેસી રહે, એ સિવાય બીજો કશો ભાવ વાંચી શક્યા નહિ. જાણે કે

આપણે બધાં સાથે બેસીએ એવી તેમની પોતાની સુચનાનો જ હું અત્યારે ઉપયોગ કરી રહી હતી. મેં તેમની આંખમાં આવો મૌન પ્રશ્ન જો બીજા કોઈ વખતે વાંચ્યો હોત, તો જરૂર મારા હૃદયની ગતિ અટકી જાત. પણ મારૂં દિલ તો નિર્ભય છે એ ભાવ બતાવવાના હેતુથી મેં આ પ્રશ્નને ધ્યાન પર લીધો નહિ. તેમની નજરમાં જરાયે વહેમ ન આવે તે જાતનું વર્તન મેં ચાલુ રાખ્યું.

તે બેઠા, પણ અમારી વચ્ચે કાંઈક વિસંવાદ હોય એવું મને લાગ્યું.

આ ચુપકીદીને દૂર કરવા શું કરવું તે પ્રશ્ન અમને મુંઝવતો હતો, કારણ કે અર્ધા કલાક પૂર્વેની એ આનંદ-જનક મનગમતી ચુપકીદી અહીં ન હતી—પણ આ તો દુઃખદ બેચેની ઉત્પન્ન કરનારી ચુપકીદી હતી, જે અમારા ત્રણે, જણ વચ્ચે જે બન્યું હતું તેથી અમે વાકેફ હતાં તેવું બતાવતી હતી.

લાડીમીર બહાર જવા તૈયાર થયો, પણ મને છોડીને તે તરત જ ચાલ્યો ન જાય તેવું દર્શાવવા મેં સ્વાભાવિક-પણે છુપી રીતે તેનો હાથ દાબ્યો.

તે જ પળે બહારની ઘંટડી વાગી, અને મારા પતિએ તરત જ બહાર જવાની આ તકનો લાભ લીધો.

એકાંત મળતાં જ લાડીમીરે તેનો હાથ મારી કમર આસપાસ વિંટાળી મારી તરફ ફરી કહ્યું: “ હવે તો બધો ખુલાસો થઈ ગયો છે ને ?”

હું તેના તરફ થોડીવાર ચુપચાપ જોઈ રહી અને પછી બોલી :

"હશે કદાચ, પણ અત્યારે મને તો કાંઈ સુઝતું નથી, કારણ કે હું પોતે કાંઈક નવી જ વસ્તુનો અનુભવ કરી રહી છું."

જ્યારે સર્જ પાછા ફર્યા, ત્યારે મેં લાડીમીર પાસેથી આઘા ખસી જવાનો કશો પણ પ્રયત્ન ન કર્યો. જો કે આખો કોચ ખાલી હોઈ આમ બેસવાથી જરા કઢંગુ તો લાગતું હતું, છતાં જાણે કે મને આશા હતી કે તે પળવાર-માં જ પાછા ફરશે અને તેથી મારે જગા બદલવાની કાંઈ જરૂર ન હોઈ, હું પૂર્વવત સ્થિતિમાં ખભાને ખભો અડા-ડીને બેસી રહી. હું જરા પણ ખસી નહિ, અને જ્યારે તે અંદર આવ્યા ત્યારે સામાન્ય સંજોગોમાં જેવી સ્વાભાવિ-કતાથી કોઈ માણસ સવાલ પૂછે, તેવી રીતે મેં પૂછ્યું: "કોણ હતું?"

"આપણા પેલા ભલા પાડોશીઓ. પોતાની ચાવી ખોઈ નાખી એટલે અત્યારે પરોઢીએ ત્રણ વાગે આપણું બારણું ખખડાવતા હતા!" અમારા તરફ જોયા વિના જ સર્જે જવાબ આપ્યો. પછી તે ટેબલ નજીક ગયા, અને એક બાટલી લઈ તેને બત્તી સમક્ષ ધરી તેની આરપાર જોવા લાગ્યા.

લાડીમીર ઊભો થયો અને તેણે જવાની રજા માગી.

"ઓવરકોટ અને ટોપી અહીં લઈ આવો. બહાર વિજળીની બત્તી હવે હોલવાઈ ગઈ હશે." મેં મારા પતિને કહ્યું.

તે એક પણ શબ્દોચ્ચાર કર્યા વિના તરત જ બહાર ગયા, અને હું લાડીમીર તરફ ફરી. અમે બન્ને એક બીજા સામે અમારી આંતરિક લાગણીઓને સ્પષ્ટ કરતાં લાંબો સમય એકીટસે જોઈ રહ્યાં. લાડીમીરે મારૂં મસ્તક પકડી જોરથી પોતાના ગાલ સાથે દાબ્યું.

જ્યારે સર્જ ઓવરકોટ અને ટોપી લઈ પાછા ફર્યા ત્યારે હું બારી પાસે જઈ ત્યાં એકાદ બે પળ માટે ઊભી રહી હતી, અને મારા મસ્તકને મારા હાથમાં પકડી રાખી મારી આંખોમાં છવાયલાં પાણી તથા અંધકારને દૂર કરવા જેટલો સમય મેં મેળવ્યો હતો.

લાડીમીરે પોતાના પ્રત્યે આટલી બધી મમતા બતાવવા માટે તેમને ઠપકો આપવાનો દેખાવ કર્યો, અને કોટ ટોપી ઓઢી રવાના થઈ ગયો.

તેને વળાવવા હું બારણા નજીક ન ગઈ, પણ ઉગતી ઉષાનાં પ્રથમ કિરણોને જોતી બારી આગળ જ ઊભી રહી.

જ્યારે મારા પતિ અંદર આવ્યા, ત્યારે તેમણે મારી તરફ ન જોયું, પણ બીજી બારી આગળ જઈ બહાર રસ્તા પર જોવા લાગ્યા.

તેમણે કદાચ, તેમની લાચાર સ્થિતિ હું જોઉં અને તે વિષે હું પ્રશ્ન કરૂં તેવી ઈચ્છા રાખી હશે, અને તે તકની તે રાહ જોઈ રહ્યા.

હું જાણતી હતી કે દુઃખદ સમયના પ્રારંભની પળ આવી પહોંચી હતી, અને કદાચ અન્યોન્યની છેતરપીંડી, કલાકો સુધી પહોંચતી ક્રૂર ચુપકીદીઓ અને દંભના બધા

તબક્કાઓમાંથી પસાર થઈ તે અનંત સમય સુધી ચાલ્યા પણ કરે. અથવા તો એક જ ઝટકે તેનો અંત પણ આવે......

હું મારા પતિ તરફ ફરી અને થોડો સમય તેમના પ્રત્યે જોઈ રહી. તેમણે પણ મારા પ્રત્યે જોયું. કદાચ તેમણે મારા મુખ પર સત્યની અડગ નિશ્ચલતા છવાયલી જોઈ હશે, તેથી તે ડર્યા, અને મારી સાથે એકદૃષ્ટિ કરી ન શકવાથી તરત જ બીજી બાજુ જોઈ લીધું. મારી નિશ્ચલતા સરી પડી. હું બારી છોડી આગળ વધી, અને જુદાણાનો આશ્રય લેતી વખતે જે બેદરકારીભર્યો ભાવ સ્ત્રીઓ દાખવે છે, તેવા ભાવસહ મેં કહ્યું:

"સાડા ત્રણ તો થયા – હવે સુઈ જઈએ!"

## પત્ર આઠમો

જ્યારે સ્ત્રીના જીવનમાં કાંઈક નવું દાખલ થાય છે, ત્યારે દરેક સ્ત્રી પોતાના જાતિઅનુભવથી જાણી શકે છે કે, તેના પતિ પ્રત્યેનું તેનું વલણ કેવું બદલાઈ ગયું હોય છે.

પ્રથમ તો તમને સામાન્ય બીનજવાબદાર આનંદ, કાંઈક નવી શક્તિનો આવિર્ભાવ, જરાક જેવા નજીવા કારણસર ગમે તે વ્યક્તિ પ્રત્યે અસાધારણ મૃદુતા દાખવવાની ઉર્મિ અને ઉભરાઈ જતા હૃદયથી કાંઈ પણ સારૂં કરવાની એક અસ્પષ્ટ ઈચ્છા થઈ આવતી હોય છે.

અને આ મૃદુતા પતિ તરફ પણ ઢળેલી હોય છે, કારણ કે પ્રથમ તો તમે ખોટું કરી રહ્યાં છો એવું પુરુષ માને છે કે નહિ તે બાબતમાં સાવ ચોક્કસ હોતાં નથી, અને તેથી તમને તેના પ્રત્યે રોષ હોતો નથી. આ ઉપરાંત આ મૃદુતા જાગૃત થતાં અને તેને માટે માર્ગની જરૂર પડતાં

તમને એમ લાગે છે કે જેના પર તમારો હક છે, તેના પ્રત્યે તમે તે જરૂર દાખવી શકો.

પતિ તમારા માર્ગમાં જરા પણ આડખીલીરૂપ નથી થતો, કારણ કે અત્યારે તો તમારી પ્રવૃત્તિ માત્ર બીજા પુરુષના દર્શન પુરતી જ હોય છે. તમારામાં જાગૃત થયેલું નવજીવન અને વસી રહેલી સમગ્ર શક્તિનો આવિર્ભાવ તથા અનંત આનંદ તમો જોઈ શકો છો અને અનુભવી શકો છો એટલું જ બસ હોય છે. અરે, ઉલટું તમારા પતિની હાજરી હોવા બદલ તમને આનંદ થતો હોય છે, કારણકે તેને લીધે જ આ પરમસુખની પળ લાંબો સમય ટકતી હોય છે.

ત્રીજી વ્યક્તિની હાજરી, આ જાગૃત થયેલી નવી સોબતમાં કાંઈ પણ વધારે પડતી છુટને અટકાવે છે, અને આ રીતે તેને વધુ સંસ્કારમય અને સુંદર, તથા ઓછી ઐહિક બનાવે છે. તમને જીવનથી સંતોષ ઉપજે છે, તમને સ્વાતંત્ર્યની જરૂર રહેતી નથી—અને તેની જરૂર પણ ક્યાં હોય છે?

અને આમને આમ એક દિવસ એવો આવી પહોંચે છે કે અંતે તમારાં નયનો બધું જાહેર કરતાં અટકે છે, તમારા હાથ સ્વેચ્છાથી નથી ભીડાતા.

તે જ પળથી તમને એકાએક એમ લાગવા માંડે છે છે કે તમે તમારા પતિના બંધનમાં છો. અને પછી તો આ વિચાર હરેક પળે જ્યાંત્યાં તમને સંતાપવા માંડે છે. તમે શા માટે સ્વતંત્રતા ઈચ્છો છો, તે વિષે તમારી જાતને ચોક્કસ

જ્ઞાન હોતું નથી. પણ જ્યારે તમારા પતિ તમને ‘ક્યાં જાઓ છો,’ તથા ‘આજે નાટકમાં મારી સાથે આવશો કે નહિ’ એવા પ્રશ્નો કરે છે, ત્યારે તો તમને તેના પ્રત્યે ક્રોધ ઉપજે છે.

કોઈ ખાસ કારણ કે ગોઠવણ સિવાય તમે આજે રાતના એકલાં જ ફરવા જવાનું નક્કી કર્યું હોય છે. તમારી અત્યારની માનસિક સ્થિતિમાં તમે એકલાં યા કોઇ મિત્ર સાથે બહાર લોકસમૂહમાં ભળી જવા ઇચ્છતાં હો છો. તેજ વખતે તમારો પતિ, બીજા કોઈ દિવસે નહિ પણ આજે જ, તમારી સાથે આવવા તૈયાર થાય છે.

જ્યારે તમે એકલાં જવાનો નિર્ણય કર્યો હોય, અને તે ફેરવાને તમારે પતિ સાથે જવું પડે, એનો અર્થ એટલો જ કે, રંગભૂમિ સામે પુતળાંની માફક ટગરટગર જોતાં બેસી રહી, હંમેશા તેમના જેકેટ પર ડાઘા હોઇ કારણ કે કપડાં પર બ્રશ કરવાની શ્રીમાનને ટેવ જ હોતી નથી તે કારણસર–અથવા તો તે તમારી પાછળ તમે જ્યાં જ્યાં જાઓ છો, ત્યાં ત્યાં પડછાયાની માફક પુંઠે પુંઠે ભમ્યા કરે છે તે કારણસર—મનમાં ને મનમાં ગુસ્સે થઇ તમારે બળ્યા કરવાનું: જ્યારે ખેલ પુરો થશે, ત્યારે તમારો અને તેનો મત જુદો પડવાનો. તે દલીલો કરશે એટલે તમે અંગત બાબતો પર ઉતરી પડવાનાં, અને આમ ઝઘડાનાં મૂળ રોપાવાનાં. પછી ગાડીમાં બેસી ઘર તરફ જવા નિકળશો, ત્યારે બન્ને જણ ચુપચાપ બારી બહાર મોં કાઢી રસ્તો કાપવાનાં.

અને જો નાટકમાં જવા નાકબુલ થયાં તો બન્ને જણુ દીવાનખાનામાં જુદા જુદા સોફા પર એક પણ અક્ષર ઉચ્ચાર્યા વિના દિવેલ પીધા જેવું મોં ચઢાવી બેસી રહેવાનાં, અને તે બધોય સમય દરમ્યાન તમારા મગજમાં એક જ વિચાર કાંટાની માફક ખટકયા કરતો હશે કે, આ બધું સહન કરવાનું કારણુ એક જ છે કે તમે એક સ્વતંત્ર વ્યક્તિ નથી, પણુ નજરકેદી છો. તમારે એક વસ્તુ જોઈતી હશે, તો તે બીજાની માગણી કરશે. પરિણામ એ આવવાનું કે તમે બન્ને ગુસ્સે થવાનાંઃ અને પછી એક બીજા સાથે બોલ્યા વિના ચુપચાપ બેસી રહેવાનાંઃ સાથે સાથે, તેનો ગુસ્સો મૂળ વસ્તુને અનુસરીને જાહેર થવાને બદલે, આડકતરી રીતે જ દેખા દેશેઃ કોઈક એવા જ બનાવ વિષે વાતચીત ઉપડશે કે જેને નાટકશાળાએ જવા સાથે જરાય સંબંધ નહીં હોય. તમે એક મત જાહેર કરશો કે તરત જ તે તેનાથી સાવ ઊલટો જ મત જાહેર કરશે, અને છેવટે તમને બન્નેને એક બીજા પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થશે.

અંતે પતિ એમ માને છે કે તેના સમજવામાં સાચું કારણ આવ્યું છે, અને આ બધું તમારી અશક્તિ લીધે બન્યું છે એમ સમજી, તમને બહુ કામ ન કરવાની સલાહ આપે છે. તેની આ સૂચનામાં તમને એવી શંકા આવે છે કે આ રીતે તમને તે ઘરમાં ગોંધી રાખવા ઇચ્છે છે કે જેથી તમે તેના સિવાય દિવસો સુધી બીજા કોઈને જોઈ ન શકો.

આ સમય દરમ્યાન તે તમારા પ્રત્યે ખૂબ જ પ્રેમાળ પતિ બની જાય છે, પણુ આથી તો તમે ઉલ્ટાં ખૂબ જ

મુંઝાઓ છો. એ મુંઝવણમાંથી કેમ મુક્તિ મેળવવી તેનો કોઈ માર્ગ તમને જડતો નથી. તે ખૂબ જ વાચાળ (ખાસ કરીને અશક્તિની વાત ઉપર) બની ગયો હોય છે, અને કાંઈ જ કરી ન શકવાથી તમે ગુસ્સામાં ચુપચાપ બેસી રહો છો.

અને પછી એ સમય આવી પહોંચે છે કે તેના પ્રત્યે તમને શાથી આટલો બધો કંટાળો ઉપજે છે, તેના સાચા કારણની તેને ગંધ આવવા માંડે છે.

પછી તો બન્નેમાં અબોલાવતનાં મંડાણ થાય છે. તમારામાંથી ક્રોધ અદૃશ્ય થાય છે, અને પતિ સિવાય બીજા કોઈ પણ ઉપર પોતાનો ઉભરો ખાલી કરવા બહાનું શોધતી માત્ર માનસિક નિર્બળતા જ તમારામાં બાકી રહી જાય છે.

તમારા બન્ને વચ્ચે આપોઆપ જ એક દીવાલ ઊભી થઇ જાય છે. તેની નજદીક જતાં તમે બન્ને ડરો છો, અને છતાં એ દીવાલ છે જ નહીં એવો બાહ્ય દેખાવ તો તમે બન્ને કરો છો. બાહ્યવર્તનથી એમ ભાસે છે કે જાણે કે ઝગડાનો અંત આવી ગયો છે, હવે ગુસ્સાથી વાતો થતી નથી, તેમ નજીવા ઝઘડા પણ જોવામાં આવતા નથી.

બહારનો કોઈ બીનઅનુભવી માનવી તો એમ જ માને કે થોડા દિવસ ઘરમાં રહી આરામ લેવાથી તમારી અશક્તિ દૂર થઈ ગઈ છે, અને હવે પાછું હતું તેવું સીધુંસમું થઈ ગયું છે.

પણ અહીંથી જ સૌથી વધુ દુઃખદ ભાગ—અનંત છેતરપીંડીનો પ્રારંભ થાય છે.

તમે બન્ને ઊભી થયેલી દીવાલ નજીક જતાં ડરતાં હો છો, અને આ કારણસર તમારી વાતચીત સાવ નજીવા પ્રકારની હોય છે.

"આજે તો ટાઢ પડે છે?"

"હા, એવું કાંઈક લાગે છે ખરૂં?"

"તમારે હવે તમારૂં ગરમ જૅકેટ પહેરવા કાઢવું જોઈએ."

"એ તો હજી દરજીને ત્યાં જ પડ્યું હશે."

ટૂંકમાં આખોય વાર્તાલાપ સાવ રોજીંદા અને વ્યાપારી માનસ જેવો શુષ્ક હશે.

અબોલા દૂર કરવા ખાતર આવી કંટાળાભરી વાતોનો આશરો લેવાતો હોય છે, કારણ કે અબોલા ચાલુ રહે તો જરૂર કાંઈક ગરબડ છે એવું પુરવાર થાય, અને શાથી તમે ચુપ છો, તમને શું થયું છે, એવું પતિરાજને તમને પૂછવું પડે. જો એ પ્રમાણે તે પૂછ્યા ન કરે તો એનો અર્થ એટલો જ થાય કે તે સર્વ વાતોથી જ્ઞાત છે. તેથી તમો જૅકેટ અને દરજીની વાતો એટલા માટે કરતાં હો છો કે તેથી કરીને તમે કોઈ પણ પ્રકારે સાંકળના અંકોડા એકત્ર રાખી શકો, અને તમારા પતિ તમને અબોલા ધારણ કરવા માટે ઠપકો ન આપી શકે.

એ તમને દશ વર્ષથી જાણતો હોવા છતાં, તમે શા કારણથી ડરતાં હો છો, તથા બન્ને સામસામા મળતાં અબોલા દૂર કરવા તમે જે રોજીંદો અને શુષ્ક વાર્તાલાપનો આશરો લ્યો છો, એટલું જ નહીં પણ તમારા

બંન્ને માટે જેનો કાંઈ અર્થ નથી એવા શબ્દો બોલી તે દ્વારા જાણે કે તમને રક્ષણ મળતું હોય તેવા ભાવથી તેના સામે તમે જોઈ રહેતાં હો છો, એ સર્વ બાબતોથી સંપૂર્ણ રીતે તે માહિતગાર હોય છે.

એક નમ્ર અને ઠંડી પ્રકૃતિનો પતિ આ વાતથી માહિતગાર હોય છે, તેની નિશાની હંમેશાં એક જ પ્રકારની હોય છે, અને તે એ કે પોતે અબોલ અને કાંઈક અંશે સુસ્ત જેવો થઈ જાય છે, અને આ માટે તમે નહીં પણ પોતે જ દોષિત છે, એમ મનાવવા તે તમને સીધી નજરે જોવાનું પણ મૂકી દે છે.

તમને પોતાને પણ દૃઢ શંકા થાય છે કે તે આ બાબતોથી વાકેફગાર થઈ ગયો છે. છતાં તમે કાંઇ જાણતાં જ નથી એવો ડોળ કરી દેખાવને ખાતર તેની નજીક જાઓ છો, અને તમને શું થયું છે એમ પૂછો છો. પણ તેના અંતર પ્રત્યે તો તમે એટલાં બધાં બેદરકાર બની ગયાં હો છો કે તમે તમારી જાતને છેતરો છો અને મનને મનાવો છો કે એમાં ખાસ કશું નથી. એ તો માત્ર ટુંક સમયની માનસિક ગમગીની જ છે.

મુખ્ય વાત તો એ હોય છે કે જો તમે ખરેખર કોઈ અગમ્ય સ્ત્રીના સ્ત્રીભાવોથી વંચિત રહ્યાં હો તો તેની સાથે સીધી અને હિમ્મતપૂર્વક એકદૃષ્ટિ મેળવવાનો તમને અધિકાર છે, એમ માનતાં હો છો.

પણ વાત ઉપાડવાથી અને સીધો પ્રશ્ન કરવાથી ભવિષ્યની મુલાકાતોની શક્યતા અને તમને ઉલ્લાસ આપતાં

રોમાંચોનો અંત આવશે, એ ભ્રમ જ તમને આગળ વધતાં અટકાવતો હોય છે.

અને આજ વસ્તુ અમારા કિસ્સામાં પણ હતી. જ્યારે હું પહેલવહેલી લાડીમીરને મળી ત્યારે મને મારા પતિ પ્રત્યે એક પ્રકારની ઉન્નત મૃદુતાની લાગણી થઈ આવી હતી. તે પ્રફુલ્લિત હૃદયના રોમાંચમાંથી ઉદ્ભવી હતી. પણ પછી તો પરતંત્રતાની લાગણીનો અનુભવ થવા લાગ્યો, કારણ કે તે હંમેશાં મારી બાજુમાં બેસી ચોકી કર્યા કરતા, એટલે નિરંતર મુંઝવણ અને પશ્ચાત્તાપની લાગણીઓ થવા લાગી.

ત્યારપછી તો બહુરૂપ જડ અબોલા શરૂ થયા અને મને એમ લાગવા માંડયું કે અમારો વિચિત્ર સંબંધ સાચા પ્રેમની આશિષ વિનાનો હોવાથી મારામાં વસેલી એ ઉચ્ચ પ્રકારની લાગણીને પણ તે અસત્ય માનતા હશે.

આ એક સાચે જ વિચિત્ર વસ્તુ હતી કે અમારી વચ્ચેના અર્ધઉદાસીન શારીરિક સંબંધોની શકયતા અદૃશ્ય થઈ ગઈ, તેજ મુજબ અમને સંયુક્ત રાખનાર બંધનો પણ તુટી ગયાં. અને એ પણ ચોક્કસ હતું કે પહેલાં અમારી વચ્ચે જે પ્રણયપ્રવાહ વહેતો હતો તે તો ઘણા લાંબા સમયથી અટકી ગયો હતો, માત્ર શારીરિક ભૂખ સંતોષવા પુરતો જ અમારો સંબંધ ટકી રહ્યો હતો.

ભૂતકાળની પ્રજા આ પ્રત્યે ધ્યાન આપતી નહોતી. એ વખતે એવી માન્યતા હતી કે પરિણીત જીવનના પ્રારંભમાં સમગ્ર લાગણીઓનો પ્રવાહ એકદમ ઉન્નત બની રહેવા

મારે છે, અને પછીથી એક પ્રકારની સ્વાભાવિક સ્થિરતામાં આવી જાય છે; આ વિચારશ્રેણીમાં કાંઈ નવાઈ પામવા જેવું નહોતું. આ બધું એ યુગમાં બનતું કે જ્યારે પ્રજાએ 'આપણો મુખ્ય પ્રશ્ન કયો છે? જીવનનિર્વાહ શાથી ચલાવવો?' એ પ્રશ્નોની વિચારણા કરવી શરૂ કરી નહોતી.

પણ આજે હવે આપણને એક સારા પતિની સોબતમાં શાંત અને સ્થિર જિંદગી ગુજારવામાં સંતોષ મળતો નથી. આપણને તો સતત નૂતન ગતિમાન જીવન જોઈએ છીએ. આ નૂતનગતિનાં મૂળ જો આપણા પોતાનામાં જ ન હોય તો આપણને લાગે છે કે જીવન નિષ્પ્રાણ બની ગયું છે, અને આપણને હવે કશાય પ્રત્યે રસ રહ્યો નથી.

ઘર, સાંજની સગડી અને ભૂતકાળના સદ્‌ગુણો, સમયના વીતવા સાથે માનવીને વધુ ને વધુ નિષ્ચેતન કરનારાં નિવડ્યાં છે. દર વરસે માનવસમાજના સંબંધોની રચના, જગત પ્રત્યે વધુ સાંકડી અને પામર થતી જાય છે. તેથીજ પુરુષ અને તેની પત્ની જગત પ્રત્યે એક પ્રકારનો દ્વેષ કેળવે છે, કારણ કે તેમનું સમગ્ર ધ્યાન તેમની સગડીના સાંકડા વિસ્તારમાં જ સમાઈ જતું હોય છે, અને તેને સમાજ સાથે જોડી રાખતા અંકોડા જેટલા વધારે પ્રમાણમાં તૂટતા જાય છે, તેટલા જ વધુ પ્રમાણમાં પુરુષ તેની પત્નીનો વધુ આજ્ઞાંકિત બનતો જાય છે અને તેટલો જ ઉલ્લાસ તેનામાંથી પણ ઓછો થતો જાય છે.

તેનામાં વસતું જે કોઈ તત્ત્વ કાંઈક નવીનતા ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતું હોય છે, તેને તે ભય ભર્યું

ગણતો હોય છે, કારણ કે જો તે તત્ત્વ બળવાન બને તો તેને પોતાની પત્નીથી વિખુટા થવાનો દુઃખદ પ્રસંગ આવે, અને પત્નીને પણ તે દુઃખદાયક નિવડે!...... અને માનવી આ દુઃખી થવાના કલ્પિત ભય સમક્ષ નરમ બની જાય છે. પરિણામે તેના અંતરમાં વસતાં જીવન–ઉત્પાદક બિંદુઓ ધીમે ધીમે નબળાં પડી જાય છે, અને અંતે આસ્તે આસ્તે દુઃખદ રીતે નાશ પામે છે.

પછી તો આપણા દરેકને માટે 'પરિણીત જીવન'-ની સામાન્ય સ્થિતિ સિવાય, બીજા કશાને માટે પણ જીવવાપણું રહેતું 'નથી.' બંને ખાલી ખાલી હોવા છતાં એક સંયુક્ત બળથી માયિક પૂર્ણતાનો દેખાવ કરે છે. જો પુરુષને પત્ની ગુમાવવાનો ડર હોય છે, તો તેને એકલા પડવા માટે આ જોડાંઓની અદેખાઈ કરવી ગમે છે, અને જ્યાં પુરુષ પોતાની પોકળતાથી ડરતો હોય છે અને પોતાના એકલાના જ અસ્તિત્વથી જીવવાનું બળ ધરાવતો નથી, ત્યાં તે જીવન-સખીના રૂપમાં આધાર ગોતતો હોય છે, ત્યારે આપણી સમક્ષ તેના પર એવો આક્ષેપ કરવામાં આવે છે કે તે આંતરિક વંધ્યત્વ અને જાગ્રતિના અંતિમ અને માત્ર આશાહીન વર્ગના પ્રતિનિધિરૂપ છે.

આ બધું મને અણુચિંતવ્યું જ સ્પષ્ટ રીતે જણાઈ આવ્યું.

લાડીમીર સાથેની મુલાકાતથી મારામાં આજદીન સુધી સુષુપ્ત રહેલી બળવાન શક્તિઓ સંગઠિત થઈ હતી, અને તેણે મને મારા જીવનની ગ્રામ્યતા અને સમગ્ર કદ્રૂપતાને

તાએ નહીં થવાનું જ્ઞાન આપ્યું હતું.

પોતાના પ્રિયજનને દુઃખ થશે એ ભયથી તમે તેને અનુકૂળ થવા પ્રયત્ન કરો છો, અને પરિણીત જીવનની સીમા બહારની દરેક વસ્તુના ભાગલા પાડો છો. તમે તમારી પોતાની જાતને છેતરતાં શીખો છો, અને આ રીતે ધીમે ધીમે એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે તમારો અંત આવે છે. જે માણસ સાથે જીવન ગુજારવાનું છે, તે માણસને દુઃખ થશે એ ભયથી તમે જીવનમાં ચેતના આપતી પ્રેરણાત્મક ભાવનાઓને કચડી નાખો છો—દબાવી નાખો છો.

આ બધાના પરિણામે તમે માત્ર એટલું જ કરી શકો કે, તમારા જીવનસાથી સાથે સાવ દુઃખદ અને અર્થહીન જીવન જીવી શકો, અગર તેના સહવાસમાં રહી જીવનને ઉપહાસમય બનાવી દેશો. અગર જીવનને જો નાનાશા વર્તુળમાં ગોંધી રાખશો તો શાંતિ, સુખ અને જોઈએ તેટલી વસ્તુઓ મળશે.

હજી પણ મારામાં સત્ય વસ્તુ જાહેર કરવાની હિંમત આવી નહીં, એટલે મેં ઉપર જણાવેલા માર્ગે જ વિચરવાનું પસંદ કર્યું, અને પરિણામે એ સૃજનજૂનો માર્ગ—છેતરપીંડીનો માર્ગ મેં ગ્રહણ કર્યો.

## પત્ર નવમો

એ પળ તો હજી પણ મને તેવી ને તેવી જ યાદ છે......અમારી વચ્ચે અબોલાનો યુગ ચાલતો હતો. અમે બંને ઢોંગ કરતાં હતાં કે, અમારા જીવનમાં અસાધારણ વસ્તુ ભજવાઇ રહી હતી તે જાણે જાણતાં જ નથી. આ એક એવા પ્રકારના અબોલા હતા કે જો અમે લાંબા વાર્તાલાપમાં ઉતરી પડીએ અને પરસ્પરની નજરોનજર મેળવવી ન પડે તે ભયથી અમે દૂર રહેવા પ્રયત્ન કરતાં.

એક દિવસ મારા પતિ બારી સમક્ષ બેસી પુસ્તક વાંચતા હતા, તે ઓરડામાં હું ગઈ. તે વાંચતા નહોતા પણ સામેની કોઈ વસ્તુને એકીટસે જોઈ રહ્યા હતા.

મારાં પગલાંનો અવાજ સાંભળી તેમણે વાંચવાનો ઢોંગ આદર્યો, અને મારા તરફ જોયું નહિ.

અમે જે રીતે પહેલાં જીવન વ્યતીત કરતાં હતાં, તે મુજબ તો આમ બનવું અશક્ય હતું; અમારા બન્નેમાંથી કેટલાય કલાકોની ગેરહાજરી બાદ પાછાં ફરતાં કોઈ કે પણ ધ્યાનમાં લીધું હોત કે સામા માણસે વાંચતા વાંચતાં ઉંચું પણ જોયું નથી.

અને આમ શાથી બન્યું હશે એની કલ્પના કરતાં હું ગભરાઈ ગઈ હોત.

પણ અત્યારે તો મેં એવો દેખાવ કર્યો કે જાણે કશું અસાધારણ બન્યું નથી અને મેં સ્વસ્થતાપૂર્વક પૂછ્યું:

"આજે લાડીમીર આવવાના છે?"

જાણે કે મારો કાંઈ દોષ જ નહોતો તેવા ભાવસહ મેં લાડીમીરનું નામ જોરથી ઉચ્ચાર્યું. છેલ્લા થોડા દિવસથી તે જેમ વર્તતા હતા, તેમ મારા પતિરાજે આ પ્રશ્ન સાંભળી નયનો નીચે ઢાળ્યાં.

"હું નથી જાણતો." તેમણે જવાબ દીધો, અને પાછો વાંચવાનો ઢોંગ આદર્યો.

તેમના પ્રત્યે રોષ અને ઘૃણાની મારી લાગણીઓ આથી વધુ ઉત્તેજિત બની. તે હવે મને મારા ગળે બાંધેલા ફાંસા જેવા અને ગુંગળાવતા લાગ્યા. પણ જાણે મારું હૃદય સ્વચ્છ છે અને આ ઘૃણાસ્પદ ચુપકીદીનું કારણભૂત હું નથી એવો દેખાવ મેં તો ટકાવી રાખ્યો. હું બોલી :

"તમને શું થયું છે? છેલ્લા કેટલાક દિવસો થયાં તમે એકદમ અબોલ થઈ ગયા છો, અને હું કેટલીય મહેનત કરું છું પણ તમે એક શબ્દ પણ બોલતા નથી."

અનિચ્છાએ મને એવો વિચાર આવી ગયો કે આ બધું બન્યું તે પૂર્વે મારે આશ્ચર્ય અને ક્રોધથી આ પ્રશ્ન પૂછવો જોઈતો ન હતો, પણ તેમને આલિંગન દઈ લાગણીભર્યા સવાલોથી પલાળવા જોઈતા હતા. પણ હવે તેમ કરવા હું મારી જાત પર દબાણ લાવી શકી નહીં, કારણ જીવનમાં પહેલી જ વખત, મને લાગ્યું કે મારી તેમના

પ્રત્યેની રોજીંદી મમતા એ હવે એક અશક્ય વસ્તુ બની બેઠી હતી.

અન્યોન્યના પ્રેમને લીધે નહીં પણ સહજીવન ગુજારવાની ટેવને લીધે ઉત્પન્ન થયેલી જીવંત સંબંધની ગાઢતા અને સરલતા રૂપી બીજી લાગણી પણ પાતળી કાચલીની જેમ ભાગીને ભુક્કો થઈ ગઈ.

પરાઈ વ્યક્તિએ મારામાં જાગૃત કરેલા નવચેતનના નશા નીચે હવે પૂર્વવત તેમને આલિંગન દેવાની મારામાં શક્તિ રહી નહોતી. જ્યારે હું તેમની સાથે એક પ્રકારના બંધનમાં હતી અને લાડીમીર સાથે મારે કશું જ બંધન નહોતું, ત્યારે કદાચ હું આવી છેતરપીંડી કરી શકી હોત.

હવે સર્જને આલિંગન આપવું એનો અર્થ એટલો જ થાય કે મારામાં લાડીમીર પ્રત્યે જે પ્રેમ જન્મ્યો હતો, તેના પ્રત્યે બેવફા બનવું.

શબ્દો દ્વારા છેતરવાની રીત વધુ સહેલી હોય છે. એ એક વિચિત્ર અને ભયજનક વસ્તુ છે કે સ્ત્રીને તેની સાથી નજીકની વ્યક્તિ તેનો પતિ હોય છે, અને જુઠાણું આદરવા તેને તેના પતિ કરતાં બીજી કોઈ વ્યક્તિ વધુ નજીક નજરે પડતી નથી.

તમને શું થયું છે એમ મેં મારા પતિને પૂછ્યું, કારણ કે હું જાણતી હતી કે મારી હિમ્મતભરી દૃષ્ટિ સમક્ષ સાચું જાહેર કરવાની અને હું બેવફાઈની પાળ પર ઊભી હતી તેથી પોતે શોકાતુર છે એવું કહેવાની, તેઓ હિમ્મત કરી શકશે જ નહિ. છતાંય ધારો કે તે એમ બોલ્યા તો...

એ કલ્પના માત્રથી જ ક્ષણભર મારું હૈયું ધબકારા મારતાં અટકી ગયું હતું.

પણ તેમણે તો માત્ર એવી સામાન્ય વાત કરી કે જેનો અર્થ એટલો જ થતો હતો કે અતિ શ્રમને લીધે પોતે આજકાલ ખૂબ થાકી ગયેલા જેવા રહેતા હતા.

"ત્યારે ડાક્ટરને ત્યાં કેમ નથી જતા ?" જાણે કે તેમના આ લુલા બચાવથી મને સંતોષ થયો હતો અને તેમના આ શબ્દોને હું માન્ય રાખતી હતી, તેવી રીતે મેં કહ્યું. એ પછી તેમને મેં કેટલાક એવા સવાલો કર્યા કે, જેને તેમના આ બદલાયલા સ્વભાવ સાથે કાંઈ જ નિસ્બત નહોતી–જાણે મારા અશક્તિના દર્દની જેમ તેમના કારણનો પણ અંત આવી ગયો હતો.

અને પછી પુનઃ સંતાકુકડીની રમત શરૂ થઈ.

પોતાનો માર્ગ સાચો છે એમ માની લઈ, તેમના તરફથી આગળ જણાવ્યા મુજબનો જવાબ મળવાથી, તમને કેમ છે એ વિષે આગળ સવાલો કરવાનું તમે મૂકી દો છો.

પણ તમે તેની દરેક હિલચાલ, દરેક દૃષ્ટિની ખબરદારી રાખતાં હો છો. જેમ જેમ તમે કશું નથી નિહાળતાં એવો દેખાવ વધારે ને વધારે કરો છો એટલું જ તમે વધારે ને વધારે ખબરદારીપણું રાખતાં હો છો, અને સાથે સાથે એ પણ અનુભવતાં હો છો કે આ આડખીલી જેવી, જીવનમાં વિષ ઢોળતી ગુસ્સા અને કંટાળાની લાગણી, માત્ર તેના અનંત ખરાબ સ્વભાવને અંગે જ હોય છે. એ જ પળે તમે એથી પણ વાકેફ હો છો કે એના કારણરૂપ તમે પોતે છો, પણ તમે કાંઈ કરી શકો તેમ નથી. આ જ સૌથી ધુ દુઃખદ ભાગ હોય છે.

# પત્ર દસમો

દરેક સ્ત્રી સમક્ષ બે માર્ગ હોય છે.

એક માર્ગ તો આદર્શ પત્ની બનવાનો અને કંઈ નહીં તો છેવટે પોતાના પ્રેમાળ અને આદર્શ પતિ સાથે શાંત અને સુખમય જીવન ગુજારવાનો હોય છે. તેણે તેના પરિણીત જીવનના માર્ગમાં જે કાંઈ આડે આવતું હોય અને તેમાં વિક્ષેપ પાડવાની નેમ ધરાવતું હોય તેવી દરેક વસ્તુથી દૂર રહેવું જોઈએ, અને આ જીવનને ભયરૂપ લાગતી દરેક લાગણીઓ અને વિચારોને તેણે પોતાના અંતરમાં જ દબાવી દેવાં જોઈએ.

પણ આમ હોવા છતાં તેનામાં આ વિચારો અને લાગણીઓ પુનર્જન્મ પામશે. તેના પતિ સાથેનું સહજીવન તેથી કલુષિત બનશે કે નહિ તેની પરવા કર્યા વગર તેનું જીવન સારોય સમય તેને માટે ખોરાક તો આપ્યા જ કરશે.

આ કારણસર તેણે સ્વેચ્છાથી કે અનિચ્છાથી પણ પોતાની જાતને છેતરવી પડે છે. તે પોતાના આંતરજીવનના બળથી જીવતી નથી, કારણ કે જો પોતે તેમ ન વર્તે તો જેની

સાથે પોતે જીવન જોડયું છે તેને દુઃખ થાય, અને પોતાના કરતાં બીજાઓનાં જીવનમાં વધારે રસ ધરાવતા એવા માયાળુ મિત્રો તરફથી ઠપકા સાંભળવા પડે.

આ વર્ણવેલા નૈતિક કાયદાના બળ નીચે સૌથી વધુ સ્વતંત્ર વિચાર ધરાવતી સ્ત્રી પણ એટલી બધી દબાઈ જાય છે કે પોતાને શાનો અનુભવ કરવાનો અધિકાર છે અને શાનો નહિ, તે બરાબર જાણતી હોવા છતાં તે પોતાનામાં ઉદ્‌ભવતાં સત્ય રોમાંચોનો સ્વીકાર કરતાં પણ ડરતી હોય છે. એટલું જ નહિ પણ તે તેનો સ્વીકાર કરવાનું અને તેને ઓળખવાનું પણ બંધ કરી દે છે. તેની આ આત્મ-છેતરપીંડીની કક્ષા એટલી હદ સુધી પહોંચે છે કે ઘણી સભ્ય સ્ત્રીઓને તો એમ જ લાગે છે કે બીજાની દૃષ્ટિમાં દોષિત જણાય તેવા કશાયનો પોતાને અનુભવ કે સ્પર્શ થતો નથી.

આ સતત આત્મવંચના અને જીવનપ્રવાહની યોગ્ય અને અયોગ્ય એવા વિભાગોમાં થતી વહેંચણી, સ્ત્રીને પોતે એક વિશાળ જુઠાણું છે એવી માન્યતા તરફ ખેંચી જાય છે.

સ્ત્રી અંતરમાં એક પ્રકારનું જીવન વ્યતીત કરતી હોય છે, અને તેના કાર્યોમાં અને બાહ્ય આચરણમાં પોતે જે નથી તેવી દેખાય છે. આ કારણસર તે પોતાનું વ્યક્તિત્વ રજુ કરતી નથી, પણ પાતના અભિપ્રાયે યા તો જનતાના અભિપ્રાયે યોગ્ય ઠરેલું, સત્યતઃ જેનું અસ્તિત્વ જ નથી એવું, વ્યક્તિત્વ રજુ કરે છે.

આમ પોતાના સાચા વ્યક્તિત્વને અને જે કાંઈ અંતરમાં બનતું હોય છે તેને સતત કચર્યા કરવાને લીધે

સ્ત્રીમાં વસતા આ જીવંત અને સાચા જીવનનાં મૂળ અંતે સુકાઈ જાય છે.

"પણ મારે, મારા પ્રિયતમના સુખના અર્થે, તેમને જેથી દુઃખ થાય અને અમારા પરિણીત જીવનમાં વિક્ષેપ પાડે એવા સર્વ તત્વોને દૂર રાખવાં જોઈએ–" આવા પ્રસંગોએ સામાન્ય રીતે દરેક સ્ત્રી આ જ વિચાર-સરણીને અનુસરતી હોય છે.

આ માટે જીવન પુરેપુરૂં વેર લે છે. આ વેર એટલે કે આવી સ્ત્રીનું જીવન પરાવલંબી થઈ જાય છે–તેને પોતાનું સ્વતંત્ર જીવન હોતું જ નથી. અંતે તે મૂળીઆં વગરના કોઈ શ્રાપિત છોડવા જેવી બની જાય છે. અને જો તેનો ત્યાગ કરવામાં આવે તો, પોતાનું જીવન તુટી ગયેલું છે અને તેમાં જીવન જેવું રહ્યું જ નથી એમ સમજી અંતે નાશ પામે છે.

બીજો માર્ગ છે પોતાની જાત પ્રત્યે વફાદાર રહેવાનો.

પણ જો તમે તમારા જીવનમાં આ સત્યને ઉતારવાનો પ્રયત્ન કરશો તો, તેને ત્રીજી વ્યક્તિ સાથે કાંઈ પણ સંબંધ ન હોવા છતાં અને તેમાં માત્ર તમારા પોતાના જીવન પ્રત્યેના વિચારો જ રજુ કરવાનો પ્રયત્ન હોવા છતાં, તેથી તમારા જીવનસાથીને દુઃખ થયા વિના રહેશે નહિ.

તમે જો આમ કરવા માગતાં ન હો, યા તો તે પરિસ્થિતિનો અસ્વીકાર કરવા માગતાં હો તો તમારે તેનાથી છુપાવીને પરાણે છેતરપીંડીનો આશ્રય લેવો પડે છે.

સારૂંય જીવન જાણે કે તમે કોઈ નિષિદ્ધ વસ્તુ ફેરવી રહ્યાં હતાં એમ તમને લાગે છે. અને કોઇ તે જાણી ન જાય તેથી ડરતાં હો છો. આ નિષિદ્ધ વસ્તુ એજ તમારૂં સાચું અને ખરેખરૂં અસ્તિત્વ હોય છે, કે જેને આદિથી અંત સુધી, તમારા એકમાત્ર ધર્મ જેમ બનાવવાની અને તે પ્રમાણે જીવન વ્યતીત કરવાની તમારામાં હિમ્મત હોતી નથી.

તમારામાં જે છે અને જે જીવવાનો હક્ક માગે છે તેને માત્ર જુદાપણું આદરવાથી જ જીવન આપવાની શક્યતા તમે મેળવી શકો છો.

ત્યારે કયું વધારે યોગ્ય લાગે છે—તમારા પ્રિયતમને છેતરવાનું યા તો પોતાની જાતને છેતરવાનું ? અહીં એવા બે મહા માર્ગ રજુ થાય છે કે જે બન્ને એક બીજાના સાવ વિરોધી હોય છે. તેથી જ આત્મછેતરપીંડીથી માનવજાત કદાચ ડરતી હોય છે, કારણ કે તેમ કરીને માનવી સત્યજીવનથી પોતાના જીવનને જુદું પાડી દે છે.

આપણે માટે સૌથી ભયાનક વિચાર તો એ હોય છે કે આપણે જ્યાં ગઈ કાલે હતાં, ત્યાં દરેક આવતી કાલ આપણને જોશે.

તેથી જ આ યુદ્ધ આપણને આપણા પ્રિયજનને છેતરવા માટે દબાણ કરે છે.

જેટલા વધારે પ્રમાણમાં હું મારા પ્રિયજનને છેતરી શકું તેટલા જ વધારે પ્રમાણમાં મારા પોતાની ગતિના મૂળને મેળવવાની શક્યતા ઊભી કરી શકું છું.

"તો પછી આ ગતિનું મૂળ સ્પષ્ટ રીતે કેવા પ્રકારે જાહેર થાય છે ?—" જેઓને સાદા પ્રશ્નો પૂછવાની ટેવ હોય છે એવા લોકો આ પ્રશ્ન પૂછશે, કારણ કે તેઓને પોતાની સ્વતંત્ર વિચારબુદ્ધિ ન હોવાથી તેઓ બીજાઓ-ના જ વિચારો પર જીવવા ઇચ્છતા હોય છે.

સ્પષ્ટ રીતે, ગતિનું આ મૂળ મારામાં એ રીતે પ્રગટ થાય છે કે જે વિચારોએ મારૂં સારૂંય જીવન નવા જ્ઞાનથી ઉજ્જવળ કરી દીધું છે, જો હું હંમેશાં મારી જાતને છેતરતી હોત તો તે કદાપિ પણ પ્રગટ થાત નહિ.

તે પ્રગટ થઈ શકયું, કારણ કે જીવનમાં એક સમય મેં મારી સાચી લાગણીને જાહેરમાં આવવા દીધી, અને આયનામાં પડતા પ્રતિબિંબની જેમ તેણે મારી સર્વ પોકળતા અને નિશ્ચિત સ્થિરતા જાહેર કરી દીધાં. આ ઉપરથી મારામાં વિચાર પ્રકટયો કે, મારી જાત પ્રત્યે નગ્ન સત્ય એ નવજીવન માટે એક અનિવાર્ય વસ્તુ હતી. પૂર્વે આવા વિચારો મારી કક્ષાની બહાર હતા, આજે હવે એ મારા જીવનના આધારરૂપ બની ગયા છે. જે તમારા સારાય જીવનને ઉથલાવી દે છે, તે કરતાં વધુ સ્પષ્ટ વસ્તુ શી હોઈ શકે ? પોતાની જાત પ્રત્યે નરી સત્યતા એ જ આનું મૂળ છે.

જે આ સત્યદ્વારા જીવન વ્યતીત કરે છે, તેનામાં જ નવજીવન ટકી શકે છે.

પણ એવાયે લોકો હોય છે, જેઓ ખુલાસાની ઇચ્છા નથી રાખતા. આ વિચારો તો તેમનામાં જીવંત

હોય છે, અને તમે જ્યારે માત્ર રૂપરેખારૂપ જ આ વિચારો તેમની સમક્ષ મૂકો છો કે તરત જ તેઓ તેનો અર્થ ગ્રહણ કરી લે છે. તમે શું કહેવા માગો છો તે તેઓ સમજી જાય છે, અને પછી ખુલાસા અને સ્પષ્ટ દાખલાઓની માગણી કરતા નથી.

મેં કયો માર્ગ સ્વીકાર્યો હતો—આત્મછેતરપીંડીનો કે પ્રિયજનને છેતરવાનો?

નિઃશંક બીજો જ માર્ગ!

પોતાની જાતને તથા પ્રિયજનને સત્યદર્શન કરાવવાનો ત્રીજો માર્ગ સ્વીકારવાનું તો સાવ અશક્ય જ હોય છે.

આ માર્ગ, જો કે પોતે ક્યારેય તે વિષે વિચાર કર્યો હોતો નથી, છતાં પોતે પૂર્ણપણે જ્ઞાત છે કે, તે મહા અંતરાયોથી ભરપૂર છે.

## પત્ર અગિયારમો

આ અંતરાય છે દયા.

ઘણીવાર સ્ત્રી જુએ છે કે તેનું પોતાનું જીવન જે પુરુષ સાથે વહી રહ્યું છે તે એક સતત આત્મવંચના જેવું છે, છતાં તે તેમાં ફેરફાર કરવાનો કશો પણ પ્રયત્ન કરતી નથી.

શાથી?

કારણ કે બીજા કરતાં પોતાની જાતને છેતરવાનું આપણને વધુ સુગમ હોય છે.

આ આત્મવંચનાનું કારણ આપણે પોતે જ છીએ, તેનાથી થતા દુઃખને સમજવા જેટલો વિકાસ હજી આપણે સાધ્યો નથી, વધારે ને વધારે સહન કર્યે જવાનો આપણને અનુભવ છે, અને જ્યારે બીજાના દુઃખનું કારણ આપણે છીએ એમ લાગે છે, ત્યારે આપણામાં દયાની લાગણી ઉભરાય છે.

સામાન્ય રીતે તમે એવી કલ્પના કરવા લાગો છો કે, તે કેવી રીતે એકલા રહેશે, તે કેવા સાવ સુની ઓરડીમાં

દાખલ થશે, પોતાનું ભોજન રાંધશે, પોતાના રજાના દિવસો એકાંતવાસમાં વ્યતીત કરશે......તમને એટલી બધી લાગણી થઈ આવશે કે તમારી આંખો આંસુથી ભરાઈ જશે.

લગભગ પરણેલી સ્ત્રીઓમાંથી નેવું ટકા સ્ત્રીઓ મારા કરતાં પણ વધારે ખરાબ સ્થિતિમાં જીવે છે. તેઓ હંમેશાં ઝગડાઓથી, સતત બખેડાઓથી અને ચાલુ આત્મવંચનાથી જીવે છે. ધારો કે, આવી સ્ત્રીઓને આ જાતનું જીવન અટકવું જોઈએ એવો નિર્ણય કરવાનો સમય આવી પહોંચે છે, ત્યારે તેઓના માનસપ્રદેશમાં પોતાના તથા પોતાના પાતના નિરાધાર જીવનનાં બિહામણાં ચિત્રો ખડાં થાય છે, અને ત્યારે તેઓ પુનઃ આ ચાલ્યું આવતું જીવન જીવવાનું અંત ઘડી સુધી પસંદ કરે છે.

આ બહુ ચવાયલા નિરાધાર જીવનની બાબતમાં સ્ત્રીઓ જે ડર્યા કરે છે, તેથી મને હંમેશાં આશ્ચર્ય થયા કર્યું છે. એ તો માત્ર સમગ્ર સમાજના એક સ્વતંત્ર સાધન તરીકે વ્યક્તિત્વના સામાન્ય વિકાસનું પરિણામ માત્ર હોય છે. પણ જ્યારે વ્યક્તિત્વ જ હોતું નથી, ત્યારે સમસ્ત સમાજમાંથી, તેના સાચા મૂળમાંથી, સીધી રીતે જીવન મેળવવાની ગ્રહણશક્તિ પણ હોતી નથી. અને આવાં માનવી સામાન્ય રીતે પોતાના જ જેવાં પાયા વિનાનાં અને ચેતનહીન, બીજા માનવીનો આશરો શોધે છે.

બીજા કોઈ ભય કરતાં આપણે એકલાં પડી જઈશું એ ભયથી આપણે વધારેમાં વધારે ડરીએ છીએ......

એકાંતવાસ એ એક મહાન વ્યક્તિને માટે મહાન

વસ્તુ હોય છે, જ્યારે આપણા જેવાઓને તે એક નિરાશા-ભરી શુન્યતા ભાસે છે......તમને એમ લાગે છે કે જાણે તમારો ત્યાગ કરવામાં આવ્યો છે, તમને કાઢી મૂકવામાં આવ્યાં છે; જાણે કે તમે માત્ર શૂન્ય છો કે જેમાં બીજો આંકડો ઉમેરવામાં આવે તો જ કાંઈ કિમ્મત થાય.

કેવી કરૂણાન્ત પરિસ્થિતિ !

સ્ત્રીઓના સર્વે સદ્દગુણો એકત્ર કરીએ તો પણ આ એકલતાની મહત્તા સમજવાની શક્તિની બરોબરી થઈ શકશે ન.હ.

વાંધો એ હોય છે કે આપણે હજી પણ 'કુટુંબ'ની ભાવનામાં સાવ ઓતપ્રોત થઇ ગયેલાં છીએ. આપણે હજી વ્યક્તિગત નાના કુટુંબને સ્થાને સારાય જગતના સમાજને એક મહાન કુટુંબ માનવાની ભાવના કેળવી શકયાં નથી.

સ્ત્રીઓના કૌટુમ્બિક સદ્દગુણો પ્રખ્યાતિ પામેલા હતા, કારણ કે હજારો વરસોથી તેમણે એવા તો પોતાના પગ મજબુત કર્યા છે કે જે લોકોએ સ્વેચ્છાથી કૌટુમ્બિક જીવનનો, એક સંકુચિત અને સમાજનું પ્રગતિવિરોધક તત્ત્વ માની, ત્યાગ કર્યો હતો, તેઓ પણ તેમને ભય પમાડે તેવી ગતિથી નવા સુધારાઓને પગલાં ભરતાં જોઇ, આ કૌટુમ્બિક જીવનની તરફેણ કરતા હતા.

એટલે આ એકલતાનો ભય, અને તમે જેને તરછોડી અટુલો બનાવવા તૈયાર થયાં છો તેના પ્રત્યે ઉપજતી દયા, આ બંને કારણો, તમારૂં પરિણીત જીવન શૂન્યાત્મક થઇ જતું હોય છે તો પણ જીવનાંત લગી પડયું પાનું નિભાવવા

તરફ પ્રેરે છે. આને તમે નીતિનું નામ આપો છો, અને તેને માનવજાત પ્રત્યેની ફરજ સમજો છો. પણ આ માનવજાત એક સમગ્રરૂપે એ નથી સમજી શકતી કે તેનાં આ મુખ્ય બળવાન સત્ત્વો તો વાસ્તવિક જીવનની સાચી માગણીઓ કરતાં હજારો સદીઓ પાછળ છે.

ઉપરાંત, પોતાને અર્ધું અંગ ગણવાના તાર્કિક પરિણામને લીધે, અંતે તમે એક મિત્ર તરીકે તેની સેવા કરવાની જાળમાં સપડાઓ છો, અને પતિને તેનું બાકીનું આયુષ્ય લંબાવવામાં મદદ કરો છો.

આનો અર્થ એટલો જ કે તમારે પોતાને તો આયુષ્ય લંબાવવાનું હોતું જ નથી. આ સદ્‌ગુણ હંમેશાં પહેલાંથી એમ જ માની બેસે છે કે પુરુષ એ જ 'ઉત્પાદક' છે, અને સ્ત્રી તો માત્ર 'સહાય્યક' છે.

આનો અર્થ શો ? શું તમે માત્ર એક સહાય્યક છો, કે શું તમે અસામર્થ્ય અને વર્ગીય માનસિક દુર્બળતાને લીધે નિરાધાર છો ? તમારે શું હંમેશા એક સમગ્રપણે નહિ, સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા પ્રાણી તરીકે નહિ, પણ પુરુષની એક શાખા તરીકે જ જીવવાનું છે ?

ઘણી સ્ત્રીઓ આ માટે મગરુર હોય છે.

"તમે શું કરો છો ?"

"હું મારા પતિને મદદ કરૂં છું."

તે સમયે મને પાછળ ફરીને એટલું કહેવાનો શું અધિકાર નથીઃ

"મારે નથી જોઈતા એ ભૂતકાળના સદ્‌ગુણો, પછી

ભલે તે ગમે તેટલા સુંદર હોય. જો પરિણીત જીવન મને નવજીવન આપતું ન હોય, અગર તે મારા જીવનની પ્રગતિ અટકાવતું હોય, તો હું એવા જીવનને ટેકો આપવા નથી માગતી. હું બીજી વ્યક્તિની આત્મસંયમી શાખા બનવા નથી ચાહતી. મારા પોતાના નવજીવનના ભોગે હું કૌટુમ્બિક જીવનના કિમતી આશીર્વાદ ખરીદવા નથી ચાહતી. હું તો પલ્લવિત જીવન જીવી શકું તેવા માર્ગો માગું છું."

જગતમાં નવી વસ્તુઓ પેદા કરતા કોઈ મહાન જીવનની શાખા બનવું એ ઉત્તમ છે, પણ સામાન્ય રીતે તમે એવા કોકની શાખા હો છો કે જેનામાં જીવન જ હોતું નથી, પણ તે તો માત્ર એક પ્રાણી જ હોય છે.

પ્રિયજન પ્રત્યેનાં દયા અને પ્રેમને લીધે આપણે જે એકએક ડગલું પીછેહઠ કરતાં હોઇએ છીએ, તે દરેક પગલું આપણને નવજીવનથી તેટલું જ દુર લઈ જતું હોય છે, અને તે બધોય સમય આપણે આપણા પ્રત્યે બીન-વફાદાર, સંકુચિત અને ચીમળાઈ ગયેલી શાખાઓ જેવાં બની જઇએ છીએ, અને આપણે જેની સાથે જીવન ગુજારતાં હોઇએ છીએ તે પણ આપણા પ્રત્યેના પ્રેમ સિવાય તેમ જ થતો જાય છે. આમાં એક પ્રકારની અન્યોન્યને જવાબદારીરૂપ બની જવાય છે, એટલે આપણી જાત માટે આવશ્યક હોય તેવું કશું કરતાં નથી, પણ આપણાં પ્રિયજનોને કાંઈ વાંધો ન આવે તેવી રીતે વર્તન રાખીએ છીએ.

હવે એ મને સ્પષ્ટ દેખાય છે કે કોઈ પણ સાથે

આપણા જીવનને જોડી દેવું તેના જેવો બીજો કોઈ મહાન ગુનો નથી

અને તેમ કરીને વિશ્વના મહાન જીવન સાથે અનુરૂપ જે આપણામાં જીવન હોય છે, તે જીવનનો આપણે સ્વીકાર કરતા નથી.

## પત્ર બારમો

હવે લાડીમીર અને સર્જ વચ્ચેના સંબંધમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. સર્જ શરૂઆતમાં હમેશાં ફરિયાદ કરતો કે લાડીમીર આપણે ત્યાં બહુ ઓછો આવે છે, અને તેથી જ્યારે તે આવતો ત્યારે તેને બને તેટલો વખત વધારે રોકી રાખતો.

"હવે આટલી બધી શી ઉતાવળ છે, જરા વધારે રોકાઈશ તો શું ખાટુંમોળું થઈ જવાનું છે?—" સર્જ હંમેશાં કહેતો કે, "ભૂતકાળનાં મીઠાં સ્મરણો યાદ કરવામાં ખૂબ આનંદ આવે છે."

કદાચ મારા પતિ મનમાં ફુલાતાં ફુલાતાં તેમના મિત્રને જણાવવા માગતા હશે કે, તેનો મિત્ર કેવું સરસ રીતે જીવન વ્યતીત કરે છે, અને તેને કેવી સુંદર અને રસિક પત્ની મળી છે તે જુએ. અને જ્યારે મારા પતિએ અમને સોફા પર સાથે બેસવાનું કહ્યું ત્યારે તો તેમના મિત્રને મારી સોબતનો લાભ આપી જાણે કે પોતાના હૃદયની વિશાળતાનું પ્રદર્શન કરાવતા હતા.

એટલું જ નહિ પણ અમે બે, જે તેનાં પ્રિયજનો

હતાં, છતાં એકબીજાથી અજાણ્યાં હોઈ અમે બંને શરમાતાં હતાં, તે જોઈ મારા પતિને રમુજ થતી. એવે સમયે તે હમેશાં આનંદી, ઉલ્લાસિત અને ચપળ લાગતા હતો. લાડીમીરને આ જરા અજુગતું લાગતું, અને અમને વારંવાર મળવા આવવાનું તેને કંઈક મુંઝવણભર્યું લાગતું હતું.

ઉપરાંત સર્જે આજકાલ એવું વર્તન અખત્યાર કર્યું હતું કે, તે અમને બંનેને સાથે ફરવા જવા આગ્રહ કરતા, આમ કરવામાં એ અભિમાન લેતા કે તે પોતાને સ્થાને બીજાને મોકલી શકે છે અને તેથી તેમને આનંદ થતો હતો. આ આપેલી પર્યટનની છુટ શરૂઆતમાં તેમને આનંદજનક લાગી હતી, પરંતુ હવે તો એ તેને માટે ફરજ જેવી થઈ પડી હતી કે જે ફરજ તે બીજાને સોંપી દેવા ખુશી ન હતા, કારણ કે નારીજાત હંમેશાં આમતેમ દોડાદોડ કરવાની સતત ઈચ્છા રાખતી હોય છે.

આથી હવે તેમનામાં ધીમેધીમે ફેરફાર થવા લાગ્યો. તે પહેલાંની જેમ લાડીમીરને અંતરથી સત્કારતા નહિ, વારંવાર ન આવવા માટે ઠપકો પણ આપતા નહિ, અને તેની વિદાય વેળા તેને પુનઃ આવવાનું આમંત્રણ પણ આપતા નહિ.

હવે મારા પતિ વધુ ઉદાસીન અને નિષ્ક્રિય બન્યા હતા, હવે તેમને તેના મિત્ર સાથે વાતચીત કરવાનું મન થતું નહિ. હું બહાર હોઉં અને જો લાડીમીર આવી પહોંચે ત્યારે બન્ને મુંગા બેસી રહેતા. વચ્ચે વચ્ચે કેવળ મૌનભંગ રાખવા ખાતર સામાન્ય સવાલો પૂછાતા.

હવે કોઇ પણ જોઈ શકે તેમ હતું કે, આ મિત્રોમાં પહેલાં જેવું સ્વાતંત્ર્ય રહ્યું નથી, અને અતડાપણું આવી ગયું છે.

વાર્તાલાપની શરૂઆત કરવાનું હવે લગભગ અમારે માથે આવી પડયું હતું. અમે પૂછતાઃ

" હવે તમે શું કરવાના છો ?......કામ ? તો અમે જરા બહાર જઇએ છીએ. "

પ્રારંભમાં મારા પતિએ મને અને તેના મિત્રને સોફા પર એકત્ર બેસવા આગ્રહ કર્યો હતો. પરંતુ તેની આ ઉદારતાનો ઉપયોગ હવે અમે છુટથી કરવા લાગ્યાં હતાં. અમે જયારે આખો વખત સાથે બેસી ધીમા અવાજે વાતો કરતાં, તે દરમ્યાન મારા પતિ અમારા તરફ પીઠ રાખી કામ કરે છે તેવો ડોળ કરતા.

મેં મારી જાતને કહ્યું, સર્જ આ બધું જાણે છે, આથી જ તેમનામાં ફેરફાર થયો છે. હું લાડીમીર સાથે બેસું તે તેમને ગમતું ન હતું, પણ મારૂં હૃદય આ વાતનો સ્વીકાર કરવાનું ચોકખી ના પાડતું, લાડીમીરના સહવાસમાં થતાં રોમાંચોથી મને આનંદ આવતો હતો, અને હું ભવિષ્યનો વિચાર કરવા માગતી નહોતી.

આ પરિચયમાં નૂતનતાનાં રોમાંચોનો મને જે આનંદ મળતો હતો તેથી જ હું મારી આત્મશકિતને ઓળખતાં શીખી, અને મારી એ પણ અભિલાષા હતી કે આ સુંદર પરિચય અને તેનાં અસામાન્ય રોમાંચો ચિરંતન ભોગવ્યા કરૂં.

વસ્તુઓને મૂળ સ્થિતિમાં એકદમ લઇ આવવાની લાડીમીરમાં અજબ કળા હતી. જેને પોતે માત્ર ત્રણ ચાર વખત જ મળ્યો છે, અને જેની સાથે પોતે ગાઢ સંબંધમાં આવ્યો છે, એવી એક સ્ત્રી અહીં છે, એ વિચારથી કદાચિત તેને આનંદ થયો હશે. આ કારણસર, જાણે કે અમારી પીછાણ બહુ લાંબા સમયની હોય તેમ તેણે મારી સાથે, ખાસ કરીને બહુ જ સરળતા અને સાદાઇથી વર્તવા માંડયું હતું. કદાચ આથી તેને એક પ્રકારનો નિસ્વાર્થ આનંદ મળતો હશે, અને કદાચ હું જલદીથી તેને કબજે થાઉં તે માટે જાણે કે અજાણે મારી શરમાળ અને અશાંત પ્રકૃતિને દૂર કરવા મથતો હશે.

એવામાં ઓચિંતો મેં તેનામાં ફેરફાર થયેલો જોયો. અમારી જ્યારે પ્રથમ મુલાકાત થઇ ત્યારે તેનું મારા પ્રત્યેનું વર્તન નિઃસ્વાર્થી હતું. માત્ર એક જ વસ્તુનો તે કોઈક વાર લાભ લેતો અને તે એ કે ચોરીછુપીથી તે મારો હાથ દબાવી લેતો—જાણે કે પહેલાં મારામાં જે સુષુપ્તિમાં હતું તે જાગૃત થતાં, તેને તે આનંદકારી અને અણચિંતવ્યું ભાસતું હતું.

શરૂઆતમાં જ્યારે અમે વાતો કરતાં ત્યારે તે તલ્લીન થઈ જતો, જાણે કે આ જ સૌથી મહત્ત્વની વસ્તુ ન હોય!

સમય વહેતાં હું ધીરે ધીરે જોવા લાગી કે જ્યારે હું તેની સાથે વાતો કરતી હોઉં છું, ત્યારે તે મારી સાથે વાતો બહુ ઓછી કરે છે, પણ મારી તરફ એકનજરે ખૂબ નિહાળ્યા કરે છે. કેટલીક વાર તો તેનામાં અધીરાઈની સ્પષ્ટ

નિશાનીઓ પણ હું જોઈ શકતી. જાણે કે તે વિચારતો હતોઃ "આપણે જે થોડીક વાતો કરી લીધી છે, એટલી બસ છે."

ઘણીવાર અમારા વાર્તાલાપ દરમ્યાન હું તેની દૃષ્ટિમાં વાંચી શકતી હતી કે, આ વાતોમાં તેને કંઇ જ રસ આવતો નથી. પણ મારા સહવાસથી તેનામાં જે રોમાંચ જન્મતાં હતાં, તેનો આનંદ તેનામાં દેખાતો હતો.

"તે એના ભાષણોમાં ક્યારે જાય છે—?" એક વખત સર્જ થોડાક સમય માટે ઓરડા બહાર ગયા ત્યારે તેણે મને પુછ્યું.

"ભાષણો તો બુધવાર, શુક્રવાર અને શનિવારે હોય છે." મેં જણાવ્યું.

"કાલે જ બુધવાર છે નહિ?"

"હા......" મેં કહ્યું.

તે જ પળે સર્જ અંદર દાખલ થયા, અને અમે અમારો વાર્તાલાપ ચાલુ કર્યો, પણ મને કાંઇક એવી ઝાંખી થવા માંડી કે, હું હવા સાથે જ વાતો કરૂં છું, અને લાડીમીર પોતે મારી વાત સાંભળતો હોય એવો દેખાવ કરવા છતાં તેનું મન ક્યાંક બીજે જ ભમતું હતું.

તેણે એક વખત કહેલું મને યાદ આવ્યું કે, કોઇ વસ્તુનું જ્ઞાન થવું એ એક વાત છે, અને વસ્તુના જ્ઞાન પર જીવન ગુજારવું તે બીજી વાત છે.

કદાચ તે બીજી સ્ત્રીઓ સાથે પણ આમ જ વર્તતો હશે!.........

એ વિચારે મને ખુબ બેચેન બનાવી. મારા સારાયે જીવનમાં જે એકદમ અણધાર્યું અમુલ્ય સત્ય મને પ્રાપ્ત થયું હતું, તે સત્ય સાથે હું આમ વ્યભિચાર ખેલી ન શકું.

પાછળથી મને વિચાર આવવા લાગ્યો કે જો હું લાડીમીર સાથે જીવનની શરૂઆત કરૂં તો ટુંક સમયમાં જ જેણે અમને બન્નેને ઉન્નત કર્યાં અને જીવનનો મર્મ બતાવ્યો, તે ધીમે ધીમે કરમાઈ જશે, અને અમે સાવ સામાન્ય બની જઈશું. તો પછી મારે શું કોઇ બીજાને, ત્રીજાને, ચોથાને આમ અંત વગર શોધ્યા જ કરવો ?

મારી આ જાગેલી નારીશકિતને જાગતી રાખવા જો ટેકાની જ જરૂર હોય તો મારે ઉપર પ્રમાણે જ કરવું પડે.

આ ઉન્નત પંથે વિચરવામાં શા માટે મારે મારી જાત પર વિશ્વાસ ન રાખવો અને મારા પોતાના જ પ્રયત્નો વડે જીવન જીવતાં આ પુનરાવતારનો લાભ ન લેવો ? કારણ કે કોઇ પણ વ્યકિત બીજી વ્યકિત સાથે આ રીતે જીવન જીવી શકે નહિ......બંને જણાં માટે એકી સાથે મહાન ભૂમિકા પર સ્વતંત્ર રહેવું મુશ્કેલ છે. આ પુનર્જન્મ પામ્યા પછી વ્યકિતએ અમુક ચોક્કસ સમય માટે નિર્જન સ્થાનમાં જઈને વાસ કરવો અતિ આવશ્યક છે. ત્યાં એકાંતવાસમાં અત્યારે તેને જે કાંઇ અસ્પષ્ટ, માયિક અને અનિશ્ચિત લાગે છે, તે બધું સ્પષ્ટ દીવા જેવું સમજી શકાશે.

" તમે મારા તરફ આમ વિચિત્ર રીતે કેમ જોઇ રહ્યાં છો ? લાડીમીરે પૂછ્યું. ઊંડા વિચારમાં પડી જઈ હું ખરેખર તેની સામે ટગર ટગર જોઈ રહી હતી, જાણે કે, હું તેના અંતરના ઊંડાણનો મર્મ સમજવા મથતી હતી.

આ પ્રશ્નથી શરમાઇ જઇને મેં જવાબ આપ્યો કે હું જરા વિચારમાં પડી હતી.

જતી વખતે લાડીમીર મારા કાનમાં કહેતો ગયો "આવતી કાલ સુધી!"

મને યાદ આવ્યું કે, આવતી કાલે તો બુધવાર છે, અને મને ઓચિંતું જ લાગ્યું કે મારો અંતરાત્મા સાવધાન થતો લાગે છે. જેનાથી હું ડરતી હતી, મન જેને નહોતું ઇચ્છતું, એવા દુષ્ટ વિચારો અને સંશયોના ઓળા મને દેખાવા લાગ્યા.

# પત્ર તેરમો

જ્યારે લાડીમીર આવ્યો, ત્યારે ઓરડામાં ચારે તરફ જોતાં સર્જ ન દેખાવાથી તેણે મને આલિંગન કર્યું, અને કહ્યું:—

"આપણે એકલાં જ છીએ!......"

જે સ્વરે તેણે ઉપલા શબ્દો ઉચ્ચાર્યા, તેથી તરત જ મારામાંથી બધા દુષ્ટ વિચારો અદૃષ્ય થઈ ગયા, અને મેં પણ તેવા જ ખુલ્લા દિલથી જવાબ આપ્યો:

"કેવું વિચિત્ર—" મેં કહ્યું. હું બીજા કોઈ માણસને કહી ન શકું તેવું કંઈક મારે તમને હમણાં જ કહેવાનું છે."

"વાહ, એથી રૂડું શું? પણ એવી તે શી વાત છે?"

"પહેલી વાત, દરેક સ્ત્રી જ્યારે વ્યભિચારના માર્ગે જવા શરૂઆત કરે છે, ત્યારે તેને જે જે લાગણીઓનો અનુભવ થાય છે, તેવી જ લાગણીઓનો અનુભવ આપણે પહેલવહેલાં મળ્યાં ત્યારે મને થયો. તમારા દરેક છુપા સ્પર્શે મારામાં એક પ્રકારના વિકાસની બુદ્ધિ જાગૃત કરી હતી, પણ આ વિકાસબુદ્ધિ શુદ્ધ શારીરિક સ્વભાવની હતી, તેમ છતાં તેણે

મને સાચા પુનર્જન્મની ઊર્મિનો તો અનુભવ કરાવ્યો હતો. કદાચ તેમ થવાનું કારણ એ પણ હશે કે મેં તેવી લાગણીનો અનુભવ ક્યારેય તમારા મિત્રના સહવાસમાં કર્યો નહોતો. તેથી પ્રથમ તો, તમને યાદ હશે કે એક સોફા પર આપણે સંયુક્ત બેસી, જેનો મેં—મારા પતિ કે બીજા કોઈની સોબતમાં—ક્યારેય અનુભવ નહોતો કર્યો તે વિષે આપણે વાતો કરવા લાગ્યાં, ત્યારે મને આશ્ચર્ય થયું હતું. તે સમયે મને એમ જ લાગ્યું કે, અત્યાર સુધી મારામાં તાળાકુંચીથી બંધ રહેલાં દ્વારો તમે ખોલી નાખ્યાં છે, અને તે દ્વારા મેં ક્યારેય અનુભવ નહોતો કર્યો તેવો એક પ્રકારનો આત્મજાગૃતિનો પુનિત તેજનો પ્રવાહ મારામાં ચારે તરફ પ્રસરી રહ્યો."

જ્યારે મેં વાત્ત કરવાની શરૂઆત કરી કે તરત જ લાડીમીર, અમે એકલાં હોવાથી, વધારા પડતી મૃદુતાથી મારી કમ્મરે હાથ વિંટાળી, મારી આંખો સામે એકીટસે જોઈ રહ્યો હતો, પણ મારી વાત બહુ લાંબી ચાલી એટલે આ રીતે જોઈ રહેવાનું લાંબો વખત તે ચાલુ રાખી શક્યો નહિ, તેને તેમાં રસ પણ પડયો નહિ, અને પળવાર તેની દૃષ્ટિ બારી તરફ વળી. વળી પોતાની બાંય પરથી તે એક તણખલું સાફ કરવા લાગ્યો.

તુરત જ મને ભાસ થયો કે, જે બાબત પર હું વાત કરી રહી હતી તે તદ્દન નિરસ અને ઠંડી હતી. એક આંતરિક અવાજ સંભળાયો: "પ્રણયી પાસે બેઠી છે, અને તેને જરાય રસ ન પડે તેવી ગંભીર વાતો કર્યા કરે છે!"

હું શરમાઈ ગઈ અને મારી વાતને એકદમ અધવચ અટકાવી, ચુપ થઈ ગઈ.

મને એચિંતી મારી આત્મશ્રદ્ધા ઓસરતી લાગી.

આવી વસ્તુઓ જાણ્યા પછી, માનવી શાથી તે મુજબ નહિ વર્તી શકતો હોય? પળવાર મને લાગ્યું કે મને જે કાંઈ પ્રકાશવંત અને જીવંત સત્ય જેવું જણાતું હતું તે એચિંતું જ અદૃશ્ય થયું અને મારા બધાય મનોભાવ નાશ પામ્યા.

લાડીમીરે મારી તરફ જોયું અને અવિરત એકીટસે મારી આંખો સામે જોઈ રહ્યો.

હું જે બોલતી હતી, તે તે સાંભળતો નહોતો. તે તો આપણે એકલાં છીએ તેની યાદ દેવરાવવા માગતો હતો, અને મારી આંખોમાં જે ભાવ હતો તે કરતાં સાવ જુદો જ ભાવ પ્રગટ કરવા મથતો હતો.

"એ ક્યાં છે? ભાષણમાં?" લાડીમીરે સર્જ વિષે પૂછતાં કહ્યું.

"ના, ભાષણ તો કાલ પર મુલ્તવી રહ્યું છે." મેં જવાબ દીધો. "તે અહીંથી તો લાયબ્રેરીમાં ગયા છે, અને ત્યાંથી એકેડેમીમાં જવાનું કહેતા હતા, પણ નક્કી નહિ."

લાડીમીરનું મુખ પડી ગયું.

"લાયબ્રેરી અહીંથી દૂર છે?" તેણે પૂછયું.

"કઈ લાયબ્રેરીમાં તે ગયા છે એ હું જાણતી નથી. એક લાયબ્રેરી તો અહીંથી ઘણી આઘી છે, પણ બીજી તો શેરીના નાકે જ છે." મેં જવાબ આપ્યો, અને તરત જ મને લાગ્યું કે હવે આગળ શું બોલવું તે મને સુઝતું નહોતું.

અંધકાર છવાતો હતો. બારીની કિનારો બરફના ચમકતા ચિતરામણથી છવાઈ ગઈ હતી, અને બારીમાંથી વરંડામાં શિયાળાનું આગમન સૂચવતી નિશાનીઓ, બરફના ઢગલા, પાવડો, દરવાજા પાસેના એક ઝાડની પવનમાં ઝુલતી પાદડાંહીન ડાળીઓ અને રસ્તા પર પથરાયલો ધોળા દૂધ જેવો બરફ, નજરે પડતાં હતાં.

" શિયાળામાં સંધ્યાકાળના સમયે ગરમ ઓરડામાં બેસી રહેવાનું અત્યંત હુંફાળું અને આરામવાળું લાગે છે." જાણે કે ઘેર આવેલા કોઈ મહેમાનને કેવી રીતે રીઝવવો તે મને આવડતું ન હોય, તેવી રીતે હું બોલી.

લાડીમીરે કાંઈ જવાબ ન આપ્યો વાંકો વળી તે મારી આંખોમાં જોઈ રહ્યો.

હું તેના તરફ આશ્ચર્યમુગ્ધ બની જોઈ રહી.

લાડીમીર જે વાંછતો હતો તેવો તેને જવાબ મળ્યો નહિ. આ પ્રકારનું માનસ અને ગંભીર વાતોનો પ્રવાહ બદલાઈ મનગમતા વાતાવરણનું રૂપાંતર થવાની પણ શકયતા જણાતી નહોતી, અને તે મારી આંખોમાં જે જોવા માગતો હતો તે કરતાં કાંઈ બીજું જ જોવા પામ્યો હતો.

તેણે આ શકય ફેરફારની આશા મૂકી દીધી હોય તેમ લાગ્યું, અને તે સાથે જ તેનાં સામાન્ય શાંતિ અને આત્મશ્રદ્ધા પણ ઓસરી ગયાં. તે મુંઝાયેલો, વ્યાકુળ અને ગમગીન બની ગયેલો લાગ્યો, તે વારંવાર ઊભો થતો અને વળી પાછો બેસી જતો, અને જ્યારે તેને મેં આમ કરવાનું

કારણ પૂછ્યું, ત્યારે તે કાંઈ જવાબ આપી શક્યો નહિ. સોફા પર અમે એકલાં જ હતાં. તદુપરાંત ત્યાં અંધારું હતું, સર્જ પણ બહાર ગયા હતા અને થોડીવાર સુધી આવવાના ન હતા. આવી સ્થિતિમાં તેણે મારા તરફથી જે આશા રાખી હતી, તે કરતાં સાવ ઉલટુંજ અને વિચિત્ર વર્તન તેણે અહીં જોયું.

આ વિચિત્ર વર્તને જ તેના મગજને અસ્થિર બનાવી દીધું હતું.

મારા તરફથી તેણે જે વર્તનની આશા રાખી હતી તે નિષ્ફળ જતાં, તેની મારા પ્રત્યેની આત્મશ્રદ્ધા અને મારા પ્રત્યેનું સ્વાતંત્ર્યભર્યું વર્તન પણ અદૃશ્ય થયાં. આ કઢંગા વાતાવરણે તેનામાં ભય પેદા કર્યો હતો.

હું તેના આ માનસિક ઉકળાટ, અને તેની પરિસ્થિતિનું અવલોકન કરવા લાગી, અને હું એકાએક બેચેન થઈ થઈ. હું તેની એકેએક હિલચાલ સાવધાનીથી જોઈ રહી હતી, અને તે શું કરશે તે હું પહેલાંથી જ જાણી જવા લાગી હતી. હવે તેની એકેએક ગતિનો અર્થ સમજાતાં મને વધારે ખરાબ લાગવા માંડયું, અને મને આ અંધારા ઓરડામાં તેની સાથે એકલાં બેસવામાં ભય અને સંકોચ લાગ્યાં. ઓરડીમાં દીવો પણ હજુ કર્યો નહોતો. હમણાં કલાક પહેલાં જ સર્જ જે પુસ્તકો વાંચી રહ્યો હતો, તે વેરણછેરણ પડયાં હતાં.

આ શરમની લાગણી એટલી તો અકસ્માત અને વિચિત્ર રીતે ઉદ્દભવી કે મારા મુખ પર દુઃખની રેખાઓ તરવરી ઊઠી. મને લાગી આવ્યું કે જેને પુરી ઓળખતી પણ

નથી તેવા માણસ સાથે હું એકાંતમાં બેઠી છું. વળી મને એકાએક એ પણ યાદ આવ્યું કે મેં પુરતાં કપડાં પણ પહેર્યાં નથી.

હું લાડીમીરને, તેનો ઘુંટણુ જે મારા ઘુંટણુની ઘણો નજીક હતો, તે પર તેનો હાથ મુકતાં જોઈ રહી, અને મને લાગ્યું કે હવે તે સાધારણુ રીતે તેનો પગ હલાવશે, અને તેનો હાથ મારા ઘુંટણુને સ્પર્શશે. કોણુ જાણે શાથી, પણુ હું જેમજેમ તેની દરેક હિલચાલની ગતિને વધારે ને વધારે ઝીણુવટથી જોવા લાગી તેમતેમ, જુદા જ કારણુ-સર તેની સાથે હું જે મોકળાશથી વર્તતી હતી તે લાગણી અદૃશ્ય થઈ ગઈ.

તેનો હાથ સાચે જ મારા ઘુંટણુને સ્પર્શ્યો. મને જરાક ધ્રુજારી આવી ગઈ, અને હું તેનાથી જરાક ખસીને આઘી બેઠી.

લાડીમીર મારા આ વર્તનથી એકદમ ઝંખવાણો પડી ગયો, અને તેને શું કહેવું તે ન સુઝ્યું.

તે જ પળે અમારી વચ્ચે એક એવી અગાધ ઊંડી ગર્તા ઊભી થઈ કે જે પાર કરવાનું અમારા બેમાંથી એકેમાં સામર્થ્ય નહોતું.

સાચે જ એવું શું બન્યું હતું ?

કેટલાંક કારણોથી, કદાચ જે વસ્તુ હું છુપી રીતે સ્વીકારત —લાડીમીર સાથે અયોગ્ય સંબંધ બાંધવાની—તે હવે મને એકદમ અયોગ્ય અને ઘૃણાસ્પદ લાગવા માંડી.

લાડીમીર પણુ લગભગ સમજી ગયો કે અમારા સંબંધનો અંત આવી ગયો છે, અને તેમાં સુધારો થવો

અશક્ય છે. તે હવે બેચેન સભ્યતાવાળો અને ગૃહસ્થ જેવો બની ગયો, બાજુની એક આરામ ખુરશી પર જઈ બેઠો, અને સભ્યતાની ખાતર થોડો સમય વાતચીત કરી, અંતે સાહેબજી કહી ચાલ્યો ગયો.

કોટ પહેરતી વેળા તેણે મારા સામે જોયું નહિ, અરે એક અક્ષર પણ બોલ્યો નહિ..........જાણે કે હું ત્યાં હતી જ નહિ. તેની પીઠ પાછળ હું બારણું બંધ કરવા ગઈ, ત્યારે તે મારા સામે જોયા વગર ચુપચાપ ટોપી ઊંચી કરી ચાલ્યો ગયો. એક નિરાશ બનેલો પ્રણયી જેમ આશા રાખે કે તેની પ્રિયતમા હમણાં તેનો હાથ ઝાલી પાછો ખેંચશે, શું થયું છે તે તો કહો એવી વિનવણી કરશે. અને આ રીતે ન ચાલ્યા જવા માટે કાલાવાલા કરશે, એ પ્રકારનો તેનો દેખાવ હતો.

પણ મેં તો તેને કાંઈ પણ પૂછયું નહિ.

જ્યારે હું બારણું બંધ કરવાની રાહ જોઈ ઊભી હતી, ત્યારે તેને ખાત્રી થઈ હશે કે હું તો તેને એક પણ સવાલ પૂછવાની નથી, તેથી તેણે મને પૂછયું:

"તારે મને કાંઈ જ કહેવાનું નથી?"

"ના.........છતાં હું કહેવા કરતાં તમને લખી જણાવું એ જ બહેતર છે."

"હું તો કશું જ સમજી શકતો નથી-" તે બોલ્યો, અને ખભા હલાવી રવાના થયો.

તે જ્યારે દાદર પરથી ઉતરતો હતો, ત્યારે તેણે જે રીતે ટોપી માથા પર મૂકી હતી તે જોઈ હું એમ જરૂર

કહી શકું કે, તેને મારા પ્રત્યે ખોટું લાગ્યું હતું, અને તે ગુસ્સે થયો હતો.

જ્યારે એક સ્ત્રી પોતાના પ્રણયીને ખાતર તેના પતિથી સાવ વિખુટી પડી જાય, અને પછી તેને જણાય કે કાંઇક ગેરસમજુતી કે નજીવા ઝગડાને લીધે પોતે આ પ્રણયી પણ ગુમાવ્યો છે, ત્યારે તેની કેવી સ્થિતિ થતી હશે? કોઇ માનવી પોતાના બન્ને પગ ગુમાવી બેસતાં જે દુઃખદ સ્થિતિ અનુભવે તેના જેવી જ આ પણ સ્થિતિ હોય છે.

પરંતુ મને તો આવો કાંઈ અનુભવ ન થયો. મને ઓચિંતું જ લાગ્યું કે જે બળમાંથી મેં પૂર્વે અન્ય પુરુષ મારા પતિ–તરફથી ટેકાની આશા રાખી હતી, તે તો મારા પ્રિયતમે પોતે જ મારા તરફ વાળ્યો હતો. મને લાગ્યું કે મારે તે મારા અંતરમાં જ સાચવી રાખવું જોઇએ, કારણ કે મારૂં પોતાનું જીવન, મારા પતિ સાથે જે પ્રકારે હું અર્ધ–જીવન ગુજારતી હતી, તે કરતાં અધિક કિંમતી હતું. મને ભાસ્યું કે મારામાં ઉદ્ભવેલાં શંકા, અસંતોષ તથા અસ્થિરતા, અને મને મારા પતિ તરફથી નિશ્ચિંત અને બળવાન પ્રેમ મળવા છતાં, કાંઇક બીજું મેળવવાની જે બિભત્સ ઇચ્છા થતી હતી, તે સર્વ મારામાં નવજીવન આવે તે માટેની આંતરિક ઇચ્છા, તથા મેં જે રીતે સારૂંય જીવન બીજાની સહાનુભૂતિ શોધવામાં વિતાવ્યું હતું તેમ હવે ન બને તેવી ઇચ્છાના કારણે હતું.

જેમ કોઈ માનવી સારૂં ય જીવન પૈસાદાર સગાઓનાં આશ્રયે વિતાવે, અને તેમની મદદ વગર શું થશે

એની અસહ્ય વેદનામાં ઓચિંતા જ એક દિવસ તેના આત્મામાં બળ પ્રગટે કે, હું પોતે જ ખરો શ્રીમંત છું, મારે કોઈના આશ્રયની જરૂર નથી—આ પ્રકારનું જ આત્મબળ મારામાં પ્રગટયું હતું.

મારે શું કરવું તેની હવે મને બરાબર સમજ પડી. મેં ટેબલ પરનો દીપ પ્રગટાવ્યો, કાગળ લીધો અને લખવા બેઠી.

---

## પતિને પત્ર.

પ્રિય નાથઃ

આપણા દંપતિજીવનના વ્યવહારમાં થઈ રહેલા ફેરફાર તમે ધ્યાનમાં લેવાનું ચુક્યા નથી.

મારે તમને પહેલેથી જ મારા માનસમાં થતા આ પરિવર્તનની જાણ કરવાની જરૂર હતી. પરંતુ અમારામાં હજી અમારા હક્ક સાચવવાની, સંરક્ષણ કરવાની ચીવટ બહુ ઓછી છે, અને જેને અમે પ્રિયજન માનીએ છીએ તેને દુઃખ ન થાય તેનો અમને બહુ ભય રહે છે. તેથી તમારી સમક્ષ આ સત્ય પ્રકટ કરવું યોગ્ય નહોતું ધાર્યું.

તમે તથા હું, બન્ને આ પરિવર્તનની ઝાંખી કરતાં હતાં અથવા તો કાંઇક ફેરફાર થયો છે એવી શંકા ધરાવતાં હતાં. પણ તમે એવો દેખાવ રાખ્યા કર્યો કે જાણે તમને કશી જ ખબર નથી. શા કારણસર તમે આમ વર્ત્યા કર્યું તે હજી હું સમજી શકતી નથી. તમે શાથી ડરતા હતા? કદાચ આ પ્રશ્નનો જવાબ તમે કે હું કોઈ નહિ આપી શકીએ.

હવે મારા પોતાના સંબંધમાં જણાવું કે, મેં હવે બીજા માણસ માટે તમને ત્યજી જવાનું નક્કી કર્યું છે. પરંતુ તે વિષે તમારી સાથે વાત કરતાં પણ ડરતી હતી. પણ આખરે આ સત્ય પ્રકટ કરવાનો અધિકાર મેં પ્રાપ્ત કર્યો છે—તમારા બદલે અન્ય પુરુષને મેળવીને નહિ. પરંતુ તદ્દન બીજાં જ કારણોના અંગે જ. આ કાગળ સંપૂર્ણ વાંચતાં તમે આ સાચી પરિસ્થિતિથી વાકેફ જઈ જશો.

આપણું પરિણીત જીવન તો તમને આદિથી અંત સુધી યાદ હશે. આપણે એક આદર્શ દંપતી હતાં, આપણે એક બીજાને છેતરતાં નહોતાં. આપણે જીવનને નરક નહોતું બનાવ્યું, ઝગડા પણ કર્યાં નથી. આપણે જાતે એક નાના પીંજરામાં ભરાઈ બેઠાં હતાં, અને મૃત્યુ સુધી જગતથી દૂર રહી તેમાં જ શાંતિ અને સુખથી જીવી શકયાં હોત. આજથી ત્રીસ ચાળીસ વર્ષ પહેલાંના માનવીઓને માટે આપણે જરૂર આદર્શરુપ બન્યાં હોત.

આપણા મિલનની વસંત એ આપણા જીવનનો સૌથી આનંદજનક સમય હતો. તે સમયે આપણને આપણા જીવન વિષેની તથા આ જીવનમાં આપણી હાજરી વિષેની એવી તો સ્પષ્ટ લાગણી હતી કે તેવી લાગણી માત્ર શક્તિશાળી આંતરિક બળવાળાં માનવીઓમાં જ હોય છે.

આ આપણી અન્યોન્યની મુલાકાતે આપણને જગતને સમજવા જ્ઞાનની નિર્મળતા અને શક્તિ આપ્યાં હતાં, આ આપણી અમૂલ્ય વિશેષતાઓ આપણા સંબંધરુપી નાજુક અણુને માટે પુરતી હોવા ઉપરાંત બીજાઓને માટે પણ

તે લાભદાયક નિવડી શકી હોત. તેણે એક મહાન નવા વિચારની ઉત્પત્તિ અને વિકાસ સાધ્યાં હોત.

પણ આપણી આ પ્રફુલ્લતા માત્ર દૈહિક હતી. તમે કે મેં આપણા સમગ્ર જીવનના પોષણ માટે તેમાંથી કાંઈ શક્તિપૂરક તત્ત્વો મેળવી શકયાં નહિ, આપણામાં જીવનરસની જે મર્યાદિત સિલક હતી, તે પહોંચી ત્યાં સુધી આપણો સંયોગ સફળ રહ્યો.

આ રસનો પ્રવાહ લાંબો સમય પહોંચ્યો નહિ, આપણા પરિણીત જીવનની નવપલ્લવતા થોડા સમયમાં જ કરમાઈ ગઈ, અને આપણા આત્માઓનાં ઉડ્ડયન તથા પ્રફુલ્લતા એ તો માત્ર શારીરિક ક્રિયાઓ હતી. કારણ કે તેઓ ન સમૃદ્ધ બન્યાં કે ન નૂતન મહાન વિચારોના આધારરૂપ બન્યાં. આપણામાં સતત વૃદ્ધિ પામ્યાં નહિ કે નવી શાખાઓ ફુટી નહિ, પણ માત્ર જીવન થંભી ગયું, અને સામાન્ય પ્રકારનો રોજીંદો સંતોષ ધરાવતું બની ગયું.

આપણા મેળાપ વખતે આપણા અંતરમાં જે વસંત ખીલી, તે આ આખા જીવન દરમ્યાન ચિરંજીવ રહેવી જોઈતી હતી પરંતુ આ દૃષ્ટિએ આપણે નિષ્ફળ નિવડયાં. આપણી સમગ્ર આંતરિક ગતિ, જો આપણામાં કાંઈક હોત તો, તો ઉન્નત જીવન ગાળવાની શક્તિ મેળવવા શક્તિમાન બનત, પરંતુ તેને બદલે માત્ર આભાસરૂપ જ નિવડી.

આપણું પરિણીત જીવન નૂતન શાખાઓની પ્રફુલ્લતાથી સમૃદ્ધ બન્યું નહિ. પરંતુ ચૈતન્ય કે ઉલ્લાસ

સિવાય ધીરેધીરે એક ગમગીન રૂઢિરૂપ ધણીધણીઆણી રૂપ બનીને રહ્યું.

બળવાન ઇચ્છાની વિપુલતાની ગેરહાજરીમાં આપણો સંબંધ એક સ્ત્રી અને પુરુષ જેવો થઈ ગયો, અને જેને સ્ત્રી એક મહાન આંતરિક ઉન્નતિનો અંત સમજે છે, તે જાતની સ્થિતિ આપણે માટે આવીને ઊભી રહી.

આપણે કૌટુમ્બિક જીવનને નામે પરસ્પરની આધીનતા જ વધારી છે, આપણને એકબીજા માટે સાચેસાચું શું લાગે છે તે જણાવતાં રહ્યાં નહિ, કારણ કે તેમ કરતાં એકબીજાને દુઃખ થશે એ જાતનો ભય આપણે સેવ્યા કર્યો.

આપણે એકબીજા માટે થાકી ગયાં છીએ અને આપણે જાતે એકબીજાનો ઇન્કાર કરીએ છીએ. તમે મારે માટે તમારૂં અર્ધું સ્વરૂપ કાપી નાખ્યું, અને મેં પણ તમારે માટે એમજ કર્યું. અને આ પ્રમાણે વાઢકાપ કરી આપણે એક થયાં અને આપણા દાંપત્યજીવનને ચાલુ રાખ્યું.

એક માનવીના માર્ગને બીજા માનવીના માર્ગમાં ભેળવી દેવો એ કેવળ અશક્ય વસ્તુ છે. આપણા બન્નેના માર્ગોને એકત્ર કરવા જતાં આપણે નાસીપાસ બની જાતે જ લૂંટાઇ ગયાં છીએ.

ધારો કે મેં ભોગ આપ્યો, તમારા માર્ગમાં મારો માર્ગ ભેળવવાનો તથા તમને સહાયરૂપ નિવડવાનો ઇન્કાર કર્યો, તો તો આ બહુ સરસ અને હૃદયસ્પર્શી બનત. પણ તમારો માર્ગ શું છે? તે કોઇ નિશ્ચિત સ્થળે લઈ જાય છે? તમને તમારા પોતાના તો પ્રશ્નો નથી, અને દરેકને

પોતાના જ પ્રશ્નો પૂરતા હોય છે કારણ કે તેઓ જ જીવન અને ગતિ આપે છે.

આ છેલ્લા થોડા દિવસો કે અઠવાડીઆં દરમ્યાન મેં બે પળોનો સુંદર અનુભવ કર્યો. મેં મારી ભવિષ્યની જીંદગી માટે નક્કી કરી લીધું છે કે મારે સ્વતંત્ર સ્ત્રી તરીકે અને એક માનવ તરીકે જ હવે જીવન જીવવું.

મારા અર્ધમૃત અને ગતિહીન આત્માને સાચા આત્માની પાંખની જરાક હવા લાગી, અને મેં એક ભયાનક ગુન્હાની વાસ્તવિકતા જાણી કે આપણે આપણા રોજીંદા જીવનમાં એક મહાન અને સર્વોતમ શક્તિનો આનંદપૂર્વક પ્રગતિના માર્ગે નહિ, પરંતુ સંપૂર્ણ ઉદાસીનતાથી ઠંડા કલેજે વિનાશ કરી રહ્યાં છીએ.

મારા માટે તમારી મિત્રતાએ, સ્નેહગ્રંથીએ તથા ઉત્સાહભરી લાગણીએ આ બાબતમાં કશોજ ફેરફાર ન કરી શકયાં. ચાલો, આપણે આજે જ આ કાયદાબદ્ધ અતિ તિરસ્કારપાત્ર વસ્તુનો અંત લાવીએ, કારણ કે માલિકોને તેમના ટોળાઓમાં વધારે ઓલાદની જરૂર હતી, તેથી તેમની ઇચ્છા એ સાવ જડ ઉદાસીનતાના વાતાવરણમાં ભવિષ્યની ઓલાદ ઉત્પન્ન થવામાં કશું બાધારૂપ ન નીવડે તે માટે એ ટોળા માટે પૂર્વેથી જ નિશ્ચિત કરી નાખ્યું હતું.

દરેક ચીજનું આ જ સદ્‌ગુણદ્વારા માપ લેવાતું, અને તે દ્વારા ક્યારેય ક્યાંય પ્રગતિ સધાતી નહોતી. કાલધર્મ પ્રમાણે આપણે કંઈક પ્રગતિ કરી, ત્યારે પુરુષે પોતાની જાતને પહેલો પ્રશ્ન પૂછ્યો:

"હું ક્યા માર્ગોદ્વારા જીવી શકું ?"

આપણે અભિમાનપૂર્વક કહી શકીશું કે આપણે તે જ પળથી એક ટોળું મટી ગયાં, અને તદુપરાંત સત્યતઃ તે જ પળથી આપણે આપણા માલિકોની ગુલામીમાંથી મુક્તિ પામ્યાં.

આ કારણસર એક નવા જીવનક્રમ અને એક નવા સદ્‌ગુણની ખાસ જરૂર છે.

જ્યારે હું સૌથી વધુ મહત્ત્વની વાત સમજી શકી તે સમયે મેં બીજી પળનો અનુભવ કર્યો.

પ્રગતિના મૂળને માટે અન્ય પુરુષનો સહવાસ જરૂરી નથી. આ પ્રગતિ, આપણે ખોબા જેટલા વિભિન્ન વ્યક્તિત્વથી નહિ, પણ એક મહાન જીવનના વિભાગરૂપ આપણા પોતાનામાં જ પ્રાપ્ત કરવી જોઈએ. અને ત્યારે જ આપણે નિશ્ચેતન નહીં રહીએ પણ ઉલ્લાસમય જીવન ભોગવતાં ભોગવતાં મરીશું.

આ કારણસર ચાલો, જો કે વિલંબ થયો છે છતાં, આપણે આ ભૂલને, દરેક જીવંત અને સતત ગતિમાન કુદરત પ્રત્યેના પાપને, સુધારી લઈએ.

આપણે એમ માનવા નથી માગતાં કે શુષ્કતા અને મંદબુદ્ધિ એ આપણા જીવનસિદ્ધ હકો છે. અને તેથી કેવળ પેટના પોષણ સિવાય કુદરતના કાયદા સમજવા જેટલી ઊંચી કક્ષાએ પહોંચવા આપણે જરા પણ પ્રયત્ન ન કરવો જોઈએ એમ માનવાનું નથી.

દરેક વસ્તુ તત્કાળ મળતી નથી, તેથી આપણે એટલાથી સંતોષ માનવો જોઈએ કે જો આપણને નિષેધાત્મક જ્ઞાન મળ્યું છે તો જરૂર આંગણા બહાર ક્યાંય સત્ય જ્ઞાન પણ છુપાયલું છે.

તેમ ન હોત તો આ નિષેધાત્મકનો જ જન્મ ન થયો હોત.

રામ રામ! મારી સાથે દલીલો કરવાનો પ્રયત્ન ન કરશો.

# લાડીમીરને પત્ર

પ્રિય મિત્રઃ

મારા તરફથી આ પત્ર મળતાં ખાસ કરીને તમને તો આશ્ચર્ય થશે. તમે મારા પ્રત્યે સાવ નાખુશ થઈને ચાલ્યા ગયા કારણકે તમે એ સમજવામાં સાવ નિષ્ફળ નિવડયા હતા કે આપણી વચ્ચે શું સાચું ચાલી રહ્યું છે.

તમને લાગ્યું હશે કે તમે છેતરાયા છો, કારણ કે તમને મારી પાસેથી કાંઈ પ્રાપ્ત થયું નથી. એટલું જ નહિ પણ તમારા દિલમાં કદાચ મારા તરફ ગુસ્સો અને ગર્વભંગ થયાની લાગણી પણ થઈ આવી હશે?......

મને પોતાને તો આપણી મુલાકાતમાં, મારી દૃષ્ટિએ, તમારા પ્રત્યે અત્યંત ઉપકારની લાગણી ઉત્પન્ન થઈ છે. પણ બીજી દૃષ્ટિએ તમને મારા તરફથી કાંઈ જ લાભ મળ્યો નથી. હું તમારી ભારે ઉપકારવશ છું કારણ કે તમે મને અમુક સત્યો સમજવામાં ઘણા સહાયક નિવડયા છો.

મારા જીવનમાં તમારો મેળાપ, તે કોઈ ભૂતકાળના

વખતમાં કોઈ પવિત્ર દર્શનના જેવો હતો. તે દ્વારા લોકોને કોઈ મહાન અને પવિત્ર કાર્ય કરવાની પ્રેરણા મળતી.

તમારા આગમનની પ્રથમ સંધ્યાએ, જ્યારે તમે ટેબલ નજીક બેઠા હતા, અને મારા પતિ સાથે તમારા યૌવનકાળ વિષે વાતો કરતા હતા, તે વાતચીતે મારામાં અણચિંતવી જ, જેને હું મરી ગયેલી માનતી હતી, તે વસ્તુ સમગ્ર બળ સાથે નવીન પ્રકાશથી નવપલ્લવિત થઈ ઊઠી.

તમારા મિત્ર સર્જ સાથેના મારા નિર્જીવ જીવનમાં જેની અત્યંત ખોટ ભાસતી હતી, તે આ જ વસ્તુ હતી.

સર્જની હું સાચા અર્થમાં પત્ની બનું તે માટે મેં મારા જીવન પર છુરી ચલાવી હતી, અને જે તત્ત્વ મને મારા પ્રગતિના માર્ગે દોરી શકે તેવું હતું, તેને મેં બળપૂર્વક દૂર હડસેલી મૂક્યું હતું. કેટલીયે વાર મને લાગતું કે, હું નિષ્પ્રાણ બની ગઈ છું, અને મારામાં કશી જ શક્તિ નથી રહી. એટલું જ નહિ પણ જાણે કે આંતરિક રીતે પણ મારામાં નિશ્ચેતનતા વ્યાપી ગઈ હતી. પણ આ પ્રમાણે હોવું એ સ્વાભાવિક હતું, કારણ કે માનવજાત જીવનના પ્રારંભમાં, તાજું બળ હોવાથી, સર્જનાત્મક સ્વપ્નોનો અનુભવ કરે છે, પરંતુ થોડાં જ વરસો પસાર થતાં સ્વાભાવિક રીતે તે બળ ખૂટી જતાં જીવનમાં નિશ્ચેતનતા જ આવે છે.

તમારા મેળાપથી મને સમજાયું કે માનવજાત જિંદગીભર પોતાના જીવનને, એકાકી રહીને પણ, પ્રાણવંત રાખી શકે છે. પછી ભલે બીજાના જીવનમાં પોતાની જાતનો કશો જ ઉપયોગ જણાતો ન હોય.

તમારા મેળાપે મને સ્પષ્ટ કરી આપ્યું કે બીજા માનવીનાં સુખ અને શાંતિ સાચવવામાં હું મારી જાતને છેતરી રહી છું. મારામાં જે નવજીવન જાગૃત થયું હતું, તેણે મારા પતિને છેતરવાને બદલે મારા હક્કો પ્રાપ્ત કરવાનો આદેશ કર્યો. મને સ્પષ્ટ લાગ્યું કે આ જ સાચું છે. આ જાતની નૂતન આત્મજાગૃતિનો પ્રાદુર્ભાવ, મારા પતિની સહાયથી નહિ, પણ તમારા જ સંપર્કથી થયો હતો.

પણ જ્યારે તમે છેલ્લીવાર મારા પતિની ગેરહાજરીમાં આવ્યા, ત્યારે મને જણાયું કે મેં તમને ઓળખવામાં ભૂલ કરી છે. મેં એ વખતે તમારામાં ચૌરવૃત્તિની ચંચળતા જોઈ. જેમ કોઈ પુરુષ એક સ્ત્રી સાથે એકાંત મળતાં, જેવો અસભ્ય બની જાય છે, અને સામાન્ય મિત્રતાને બદલે આગળ પગલું ભરવા ઈચ્છા કરે છે, તેવી રીતે વર્તતાં મેં તમને જોયા, ત્યારે તો મને ખાત્રી થઈ ગઈ કે મેં તમને ઓળખવામાં ભૂલ કરી છે.

મને તરત જ ભાન થયું કે આપણે જુદાજુદા લક્ષ્યબિંદુએ પહોંચવા પ્રયત્ન કરી રહ્યાં છીએ.

મેં વિચાર્યું કે, તમારા જે સંપર્કે મારામાં જે મૃતવત પડયું હતું તેને પ્રાણ આપ્યો, જીવનને નૂતનતા અને અણધાર્યો પ્રકાશ આપ્યો, તે સમયે તમે તો માત્ર મને પોતાની કરવાના જ વિચારો સેવી રહ્યા હતા, તેથી મેં વિચાર કર્યો કે જો મારે બીજાના ટેકાએ જ જીવવાનું હોય, અને પુનર્જીવન માટે તેના પર જ આશરો રાખવાનો હોય, તો પછી એક યાંત્રિક રમકડું—જેને ચાવી આપતાં ગતિ

મળે છે, તેને પોતાને તો સ્વતંત્ર ગતિ હોતી નથી–તેના અને મારા વચ્ચે કશો જ ફેર રહેતો નથી. અને મારામાં જે નૂતન પ્રાણ જાગી ઊઠ્યો છે, પછી તે તો માત્ર દાંભિક અને માયિક જ બની જવાનો, મારેતો એકને છોડી બીજાને એ રીતે અનેક પુરુષોનો સંપર્ક જ સેવ્યા કરવાનો. તમે તો કદાચ, જેમ પુરુષો કોઈ નવી સ્ત્રી મેળવીને જે લાગણીનો અનુભવ કરે છે, તેવી આનંદજનક લાગણી અનુભવવા અભિલાષા રાખી હશે, પણ મને તો ખાત્રી છે કે મારે માટે તો નિરર્થક દાંભિક આત્મોત્કર્ષનું એ નાટક થોડો સમય ચાલ્યા પછી શુન્યતાની એક નવી જ લાગણીનો અનુભવ કરવાનું રહેત.

તેથી આપણે મિત્રો તરીકે છુટાં પડીએ એ જ વધુ યોગ્ય છે. ગમે તેમ હોય છતાં તમે મને જે આપ્યું છે તે માટે તો હું તમારી અંતઃકરણપૂર્વક આભારી છું. તમારા પોતાથી અજ્ઞાત એવી રીતે તમે મને ઘણું, પોતાની જાતને અને બીજાઓને સત્ય જાહેર કરવાનો હક્ક, બીજા કોઈની ભાગીદારીમાં નહીં પણ મારી જાત પર મારો પોતાનો જ હક્ક છે, એવું ઘણું ઘણું આપ્યું છે.

મુખ્યત્વે તમે મને એ બતાવી આપ્યું છે કે મારે મારા પોતાના આત્મબળ અને ક્રિયાશીલ ગતિથી કેવી રીતે જીવવું.

હું મારા પતિનો ત્યાગ કરૂં છું, અને તમારો પણ ત્યાગ કરૂં છું.

સલામ !

એ. ઓ.

ફરી એકવાર હું એકલો પડ્યો છું. વનના એક દૂર દૂરના ભાગમાં મેં આ સ્થાન શોધી કહાડ્યું છે.

શહેરનો ઘોંઘાટ, અને માનવમુખોની અનંત વહેતી ધારામાંથી નાસીછૂટી હું અહીં આવ્યો છું.

વનની પાછળ એક વિશાળ સપાટ પ્રદેશ છે, ત્યાં બે માળનું એક ગામડીયું મકાન છે, અને જંગલમાંથી પસાર થતો માનવી દૂરથી તેની સફેદ ચીમનીઓ, બારી નીચે ઉગેલાં બર્ચનાં અને પાઈનના ઝાડોની ટોચો જોઈ શકે છે. મકાનની પાછળ થઈને વનમાંથી પસાર થવાનો રાજમાર્ગ જાય છે. ત્યાં કોઈ માનવી જોવામાં આવતું નથી.

જગતના ઘોંઘાટથી વિશ્રામ ભોગવવા માટે આ એક સુંદર સ્થાન છે, અને ખાસ કરીને મારે માટે તો અત્યારે એ ખૂબ ઉપયોગી નિવડ્યું છે. આવા સ્થાનની પ્રાપ્તિ માટે મને અત્યંત આનંદ થાય છે.

મારા ઘરમાલીકો મારા પ્રત્યે હૃદયસ્પર્શી મમતા ધરાવે છે. તેઓ મારા સામે જોઈ રહે છે. હું શાથી આટલો બધો બદલાઇ ગયો છું, અને પહેલાં કરતાં સાવ જુદો જ લાગું છું તે વિષે પ્રશ્નો કરે છે. શું મારે માથે કોઈ મોટી આપત્તિ તો નથી આવી પડી ને?

જ્યારે માણુસ આવા પ્રશ્નો પૂછે છે, તે હમેશાં ખરાબ લાગે છે. તેઓ મારા મુખભાવ જોઈ ન શકે તે માટે હું બારી તરફ ફરી જાઉં છું, અને જવાબ આપું છું કે હું કોઈ આપત્તિથી પીડાતો નથી. જેમ પહેલાં હતું તે જ પ્રમાણે હાલ પણ છે.

માત્ર નહિ જેવી જરા આપત્તિ આવી પડી છે. મારે તેમાં કાંઈ વધારે ચિંતા કરવા જેવું નથી, તે આપો-આપ જ ચાલી જશે.

૨

વસંતના આથમતા સૂર્યનાં કિરણો ઘરની બારીઓ પર પથરાઈ ગયાં છે, અને પાંદડાં વિનાનાં બર્ચનાં ઝાડોને સોનેરી રતુમડા રંગથી રંગતાં દૂર આવેલાં પાઈન વૃક્ષોનાં થડ પરથી આસ્તે આસ્તે પસાર થતાં જાય છે.

બારણા પાછળથી બંદુક લઈ હું જંગલના સીમાડા પર રખડવા નીકળી પડ્યો.

એપ્રિલની હવામાં શાંતિનું વાતાવરણ અને વસંતની મૃદુ ભીનાશ હોય છે. બરફ હજી ઢોળાવ પર જ પથરાયેલો છે, અને નાના નાના ઝરણાંઓનો મધુર ખરખર અવાજ કાને આવ્યા કરે છે.

વનના નાકે જ માર્ગમાં એક જુના બર્ચના ઝાડને મારી બંદુક ટેકવી હું એક ઠુંઠા પર બેસું છું, અને ચારે તરફ દૃષ્ટિ ફેરવું છું. સૂર્ય વનરાજીની પાછળ ઢોળાવની પાછલી બાજુએ ધીરે ધીરે અસ્ત થતો હોય છે. પોપ્લરની પાંદડાં વિનાની ડાળીઓ પર આથમતા સૂર્યનાં રાતાં કિરણો પથરાઈ ગયાં છે, અને તેનું પ્રતિબિંબ જીર્ણ ઝાડોનાં ઠુંઠાં અને છોડવાઓ વચ્ચે આવેલાં પીગળેલા બરફનાં પાણીનાં ખાબોચીયાં પર પડ્યા કરે છે.

મારી છાતી પર જેકેટ નીચે એક કાગળ ખડખડાટ કરે છે—આ પત્ર મને થોડા દિવસ પહેલાં મળ્યો હતો. મેં તેને ગજવામાં પડી રહેવા દીધો હતો, અને તેથી તેનું પરબીડીયું હવે તો સાવ ચુંથાઈ જઈ કરચલીઓવાળું બની ગયું છે.

આવો પત્ર ક્યારેય મને ફરી મળવાનો નથી.

પરિચિત માર્ગની નિર્જનતામાં, પુનઃ નવચેતન પામતી કુદરતની વસંતની શાંતિમાં, એક પ્રકારની અસ્પષ્ટ આશા અને દુઃખની લાગણી જન્મે છે. જાણે કે જેની હું રાહ જોઈ રહ્યો છું તેનો દરેક પડઘો સંભળાયા કરે છે.

કોઈ સૌથી મોડું આવેલું પક્ષી વનરાજીની ઘટામાં એકસરખું ચીંચીં કર્યા કરે છે. ખેતરોમાંથી આવતી ઉષ્ણ લહેરમાં પૃથ્વીના ભેજની અને ઉગતાં વીલોના છોડવાઓની મધુર સુવાસ આવે છે. માર્ગની બાજુમાં આવેલી ખાઈઓ આગળ તેની સુવાસ વધારે પ્રમાણમાં હોય છે, અને તેથી હું તે ઓળંગી તેની સુંવાળી અને પીળી મટોડીથી આચ્છાદિત કોકીનની મધુર સુવાસ લઉં છું.

વસંતની સુવાસનો આ પ્રથમ ઉપભોગ હતો...

આ બધા સમય દરમ્યાન ખીસ્સામાં પડી રહેલો કાગળ બોલતો હતો કે, માણુસ આપદાથી ઘેરાયલો હોય છે. તે પોતાની જાતે જ ઉન્નત બન્યો હોય છે, અને પોતાના આત્માની સંપૂર્ણતામાં એક પળવાર જ જીવ્યો હોય છે, અને હવે તો તેના ભાગ્યમાં બાકી રહ્યાં છે માત્ર ગમગીની, અને સૌંદર્ય પ્રત્યેની નિરાશા–જેનામાં જીવન વ્યતિત કરવા માટે પૂરતું બળ નથી.

આ અપૂર્ણતાની ખબર તેને, તેના આગમન પૂર્વે અગર જ્યારે બધું વીતી જાય છે, ત્યારે જ પડે છે.

ઉંડા વિચારમાં નિમગ્ન બની, હું અંધકારથી છવાતા આકાશ અને શાંત સૂતેલા વન તરફ ક્યાંય સુધી એકી-ટસે જોઈ રહું છું, અને પછી મારા નિર્જન વસવાટ તરફ પગલાં માંડું છું.

ઉંચે આકાશમાં બીજનો ચંદ્રમા પોતાના ચમકતા સાથીદાર તારાઓ સાથે પ્રગટ થયો હોય છે.

૩

આજનો ઠંડો પવન ઘનઘોર વાદળાંઓને ધસડી લાવ્યો, અને રાત પડતાં તો ક્રોધે ભરાઈ વરસાદે બારીઓ પર ઝડીયો પાડી ખડખડાટ મચાવી દીધો. મને લાગ્યું કે શગડી સળગાવવી પડશે, કારણુકે ખડખડ થતી જુની બારીઓની તરડમાંથી પવન સીધો અંદર ફુંકાતો હતો.

હવે શગડી સળગે છે, અને તેની આગનો પ્રકાશ

ખુરશી અને ટેબલના પાયા પર પડે છે. હું ઓરડાના આ ખૂણાથી પેલે ખૂણે ભટકું છું, વળી પાછો સ્થિર ઉભો રહી ઘડિયાળ તરફ જોઉં છું, અને સ્વગત બોલું છું :

"સાચે જ એવું શું બન્યું છે? એ તો સાવ સાદી વાત છે. હું તે પર નવરાશની વેળાએ વિચાર કરીશ, અને પછી હું તે ભૂલી શકીશ."

પણ, ઓ પ્રભુ, સાવ સાદી વાતમાં પણ કેટલી યાતના ભરી હોય છે! અને તેમાંય જેના પર વિચાર કરવો પણ નકામો હોય છે, ત્યારે તો વળી વધારે સંતાપ થાય છે...

વસંતમાં, જ્યારે તમે એકલા હો, ત્યારે તો તમને જરૂર એમ લાગ્યા કરશે કે જાણે કશાકની આવશ્યકતા છે, તમે એની આતુર મને રાહ જુઓ છો, પણ એ શું છે તેનો નિર્ણય કરી શકતા નથી.

એક અઠવાડિયા પૂર્વે મને પણ તેવી જ લાગણી થઈ આવી હતી, અને હું શહેરમાં નકામો રખડતો રખડતો એક રાતા ધરોવાળી જાણીતી શેરીમાં આવી પહોંચ્યો હતો.

આ ઘરથી હું સંપૂર્ણ વાકેફ હતો. ત્રણ વર્ષ પૂર્વે, વસંતઋતુમાં, એક વખત ભીષણ વાવાઝોડાને સમયે હું ત્યાં થોભ્યો હતો. બપોર પછી, મેં ક્યારેય નહિ જોયેલું એવું એક ભયાનક જબરૂં કાળું વાદળું ચડી આવ્યું હતું, અને તેણે પોતાના અંધારા પટમાં સૂર્યને સંતાડી દીધો હતો. ગાજવીજ તો એટલી બધી થતી હતી કે જાણે હમણાં આકાશ તૂટી પડશે, અને પછી વીજળીઓના ચમકારા વચ્ચે વરસાદ તૂટી પડ્યો હતો. તે વખતે મને કંઈક નાનીશી લાગણી

થઈ આવી હતી !......કદાચ એક નહિ જેવા સમય માટે થઈ આવી હશે. પણ હવે જ્યારે મારે માટે કશું જ નથી રહ્યું, ત્યારે તે શા માટે આટલા બધા દુઃખ અને ગમગીની સાથે મને સતાવી રહી હશે ?...

આ પરિચિત મકાન સામે હું સ્થિર બની ઊભો રહ્યો, અને પછી સ્વગત કહેવા લાગ્યો :

"એમ ! ત્યારે એ સાચું જ હતું. પણ જે નિશ્ચિતતાથી હું અત્યારે પૂર્ણ થયા પછી તેને સમજી શકું છું, તે વખતે હું આટલું નહોતો સમજી શક્યો........"

માનવી તે સમજવાને કેમ નિષ્ફળ જતો હશે ? અંધારા ઓરડામાં વર્ષાની સુવાસ, ટેબલ પર જંગલી પુષ્પોની મોટી છડી, વીજળીના દરેક ચમકાર અને ગડગડાટ વખતે બીકથી મારો હાથ પકડતી એક સ્ત્રીનો હાથ ?

પણ તે વખતે મને કશું જ નહોતું લાગ્યું...

એક શાપિત માનવીનું કિસ્મત આવું જ હોય છે.

૪

બીજે દિવસે એ જ શેરીમાં હું તેને મળ્યો.

જેની આપણને જરાય ગમ ન પડી હોય એવી વસ્તુઓ પણ માનવીને યાદ રહે એ કેટલી વિચિત્રતા ગણાય ! દૂરથી જ તેની ચાલ અને ટોપીથી ઢંકાયલા મુખની મૃદુ રૂપરેખાને હું ઓળખી ગયો હતો.

સદા સ્મૃતિપટ પર કોરાઈ ગયેલી તેની મોટી આંખો મારા પર ઠરી, તેના ગાલ ઓચિંતા ફીક્કા પડી ગયા, અને પુનઃ રતાશ પર આવી ગયા. અને જાણે બીક કે મુંઝવણ

લાગતી હોય તેમ તેનો કાળાં મોજાંથી ઢંકાયલો હાથ છાતી પર જઈ ઠર્યો.

મને વિચાર આવ્યો કે તે મારી સાથેની આ પ્રકારની મુલાકાતથી ડરી ગઈ હશે.

કંઈક મુંઝવણભરી રીતે અમે બન્નેએ એકબીજાની ખબરઅંતર પૂછી, અને શું વાતો કરવી તે જાણ્યા વગર અમે સાથે જ ચાલવા લાગ્યાં.

તે એક બીજા પુરુષ સાથે રહેતી હતી એવું જાણ્યા પછી, કોઈ તેની સાથે કેવી રીતે વાર્તાલાપ કરી શકે? ભૂતકાળમાં હું જેમ દાખલ થતો તે જ રીતે તે પણ કદાચ હવે બેદરકારીપૂર્વક તેના દ્વારમાં દાખલ થતો હશે. પણ જાણે કે હસ્તસ્પર્શની છાપ મારા સ્મૃતિપટ પર હંમેશ માટે કોતરાઈ રહે એવી પ્રબળતાથી હવે હું એ જોતો હતો...

એ એક ઢંગધડા વગરનો પિત્તળનો હાથો હતો...

"હું તો ખાસ કામ વિના આટલામાં જ ફરતો હતો, મારે કાંઈ ખાસ કામ નહોતું." ચુપકીદી ટાળવા હું બોલ્યો: "સુંદર સંધ્યા છે. હું થોડીવાર આ નદીકિનારે પેલા જુના ઠુંઠા પર બેઠો હતો. મારે કાંઈ કામ નહોતુ એટલે થયું કે લાવ આમ શેરીઓમાં ફરતો ફરતો નીકળું."

"અને આ જ શેરીમાં હું તમને મળી એ પણ એક અકસ્માત જ કહેવાય, નહિ?" તેણે પૂછ્યું.

મેં તત્ક્ષણ તેના તરફ જોયું, પણ મને માત્ર તેના મુખની એક બાજુ જ પરિચિત દેખાઈ. તે મારા તરફ જોતી નહોતી. ખડબચડા જડેલા પથરાઓ પર ચાલતાં પડી ન

જવાય તેથી તેણે નીચે જોયું. અમે તે જ વખતે રાતા ઘરની નજીક આવી પહોંચ્યાં હતાં.

"આજે મને ખૂબ જ એકાંત લાગતું હતું, અને તેથી જ્યાં માનવીનો સમુદાય હોય ત્યાં જવા દિલ થતું હતું." મેં કહ્યું.

તે વખતે ઘરનું દ્વાર ઉઘાડતાં ઉઘાડતાં તેણે મુખ ઊંચું કર્યું, અને મારી તરફ જોયું.

અમારા શબ્દો કરતાં અમારાં નયનોનું પરસ્પરનું મિલન જુદોજ સુર કહાડતું હતું. પહેલાંની જ માફક તેનાં વિશાળ ચક્ષુ મારા પર ઠર્યાં હતાં.

અમે મકાનમાં દાખલ થયાં અને દાદરો ચડી ઉપલે માળે ગયાં. તે ઘેર ન હોય ત્યારે જે બારણા પર હું ચિઠ્ઠી ચોઢી જતો, તે તરફ હું આગળ વધ્યો.

પણ તેણે મને તરત જ અટકાવ્યો, અને ગમગીન ચહેરે ધીમા સ્વરે કહ્યું:

"ત્યાં પેલો છે......"

હું સાવ ભૂલી ગયો હતો કે ત્યાં કોઈક પરાયું છે.

અમે બન્ને કશું પણ બોલ્યાચાલ્યા વિના ચુપચાપ ત્યાં જ થંભી ગયાં. ઉપરના જ માળે, એ ચિરપરિચિત બારણા પછવાડે એક પરાયું છે, એ જાણ્યા પછી બીજું બોલવાનું પણ શું હોય? હું માનું છું કે બારણા પર ચિઠ્ઠીઓ ચોઢયાની નિશાનીઓ હજી પણ દેખાય છે.

"તમને યાદ છે હું ત્યાં ચિઠ્ઠીઓ ચોઢી જતો હતો?" સ્મિત કરવાનો પ્રયાસ કરતાં મેં કહ્યું.

તેનો હાથ, જે મારા હાથને હજી મૃદુતાથી યંત્રવત પંપાળતો હતો, તે ઓચિંતો અટકી ગયો, અને જાણે કે તેની છાતીની રૂંધામણને અટકાવવા પ્રયત્ન કરતી હોય તેમ તેણે તેને જોરથી દાબ્યો.

મારી આંખોમાં વેદના થવા લાગી, અને મેં મસ્તક ફેરવી લીધું.

ઓચિંતા તેના બંને હાથોએ મારા હાથોને પકડી લીધા, અને મને પોતાના તરફ ફેરવવા પ્રયત્ન કર્યો. પછી તેણે મારા ગાલ પર પોતાના ગાલ દાબી રાખી મૃદુસ્વરે કહ્યું:

"હવે તમે સમજી ગયા?......શું હતું એ સમજી ગયા......"

તે એક ડગલું પાછળ હઠી, અને મારી તરફ એકી-ટસે નિહાળી રહી. પોતાના ખભા પરથી રેશમી ચાદરને ફગાવી દીધી અને પરાણે હસવા લાગી. પણ તેના હોઠ ધ્રુજી ઉઠ્યા, તેનો ચ્હેરો વિકૃત થઈ ગયો, એકદમ મારા કોટમાં પોતાનું માથું સંતાડી દીધું, અને તેના પોતાના સમગ્ર બળથી મારી કોટે વળગી પડી.

"હું સમજ્યો!" મેં જવાબ આપ્યો.

થોડા સમય પૂર્વે જે સાવ હાથમાં હતું તેને ગુમાવીને નિરાધાર માનવીની જેમ અમે બન્ને ત્યાં કેટલીયવાર એમને એમ ઉભાં રહ્યાં.

૫

ચળકતાં આંસુમાંથી તે મારી સામ જોઈ રહી. કોઈ

નવા મળી આવેલા ખજાનાની જેમ મારા હાથ પર તેનો હાથ ચાપડાની માફક જડાઈ ગયો હતો. તેણે કહ્યું:

"આવા સ્વલ્પ સુખનો આસ્વાદ ભોગવવા દેવા માટે હું કિસ્મતને આશિર્વાદ આપું છું. પૂર્વે જે બન્યું તે સાચે જ શું હતું તે જાણવામાં પણ સુખ સમાયલું છે. એવા જ્ઞાન વિના આપણું અસ્તિત્વ અશક્ય બની જાત."

"અને આ માણુસ—પેલો બીજો?" મેં પૂછ્યું.

"વાહ, તમે જ પૂછશો કે? એ કાંઇ એનો એ જ હોય છે? એ મારા આર્થિક સુખના આધાર સિવાય મારે મન ક્યાંથી વધારે મહત્વનો હોઈ શકે? એ જ સાચી વાત છે, પણ માનવીનો આત્મા સ્વર્ગસુખની ઇચ્છા કરે છે, અને મને તમે તે આપ્યું છે."

તેની સુંદર આંખોમાં આનંદ અને આંસુઓનું યુદ્ધ ચાલ્યું. વિજયી બનેલાં આંસુઓ તેની લાંબી પાંપણોમાંથી ધસારાબંધ વહેવા માંડ્યાં.

તેના ખભાને ધીમે ધીમે પંપાળતો હું બોલ્યો:

"હવે શા માટે......શા માટે. હવે તો આપણે સૌથી મહત્વની વસ્તુ શોધી શક્યાં છીએ, આપણે એને નહિ જ ગુમાવી શકીએ." મેં તેનો આંસુથી છલકાતો ચહેરો ઊંચો કરતાં કહ્યું.

તે આંસુભીની પાંપણોથી મારી સામે જોઈ રહી, અને હસતાં હસતાં બોલી:

"એનો અર્થ એટલે જ સુખ—હાસ્યાસ્પદ, અનંત સુખ. આપણે છુટાં પડ્યાં તે પૂર્વે, પેલો આવે છે તે જ

મુજબ, તમે પણ બેદરકાર, શાંત અને હંમેશાં કાંઈ પણ બોલ્યાચાલ્યા વગર આવતા......પણ હવે એકદમ, તમારી આંખમાં આંસુઓ ! હા, તમારાં આંસુઓ હું જોઈ શકી છું. પ્રિયતમ, આવી એક પળને માટે સ્ત્રીનું હૃદય પોતાનું સારૂં જીવન સમર્પણ કરી દેવા તૈયાર હોય છે.

"તેને આર્થિક સહાયની પરવા નથી, પણ મારામાં જે જીવન અને પ્રેમ છે તેની તેને જરૂર છે" ફરી ફરી પ્રાપ્ત ન થાય તે પર આતુરતાથી હું વિચારવા લાગ્યો. પછી હું બોલ્યોઃ

"તમને તે દિવસનું તોફાન યાદ છે ?"

"હા, એ તોફાન બરાબર યાદ છે......અત્યારે પણ યાદ છે! તમારા હાથ પર પડતા વરસાદની સુવાસ હજી પણ મને જાણે આવતી જણાય છે. આજથી બરાબર ત્રણ વર્ષ પૂર્વે, આઠમી મેનો એ દિવસ હતો."

"હા, હવે ચોથી વસંત પધારવાની તૈયારી છે."

તે યંત્રવત પુનઃ બોલીઃ

"ચોથી......"

"આપણે જે મેળવ્યું છે, તેની શરૂઆત ચોથી વસંતથી થશે." મેં જણાવ્યું.

મુખ્યત્વે અતિ અણધારી રીતે આ સુખપ્રાપ્તિની સંભાવનાના વિચારથી તેનો ચહેરો ફીક્કો પડી ગયો અને હાથ વતી તેણે પોતાની આંખો ઢાંકી દીધી. આ રીતે તે દિવાલને પોતાનું માથું ટેકવી થોડીવાર એમની એમ જ ઉભી રહી.

"હું કાલે તેને બધી વાત જણાવી દઈશ, અને પછી તમને પત્ર લખીશ." તે બોલી.

ઉપરના માળ આગળના એક ઓરડાનું બારણું ધીમેથી ધબ કરતાં વસાયાનો અવાજ આવ્યો. તે ધ્રુજી ઉઠી. તેણે ગભરાઈને તત્કાળ મારો હાથ પકડી લીધો. પળવાર તે દુઃખભર્યાં નયનો વડે મારા નયનો સામે તાકી રહી, અને પછી ઓચિંતી જ સ્ત્રીસુલભ પ્રેમ અને વાસનાના આવેશથી તેણે મને ચુંબન કર્યું. પછી જાણે કે દુઃખ થતું હોય તેમ મુખ ઢાંકી દઈ મારાથી વિખુટી પડી ઉપર દોડી ગઈ.

"હું તમને કાગળ લખીશ." ઉપર પહોંચી કઠેડા આગળ ઉભાં રહેતાં તે બોલી.

૬

જંગલમાં એક ઉંચા કિનારાની નજીક એક જુના ઝાડનું ઠુંઠું હતું.

તેનું કોઇ ખાસ આકર્ષણ નથી. પણ સાંજના સમયે ત્યાં બેસવાનો આનંદ આવે છે. નીચે નદી વહે છે અને તેના વાંકાચુકા પ્રવાહની સાથે સાથે દૂર ઝાડોમાં ઢંકાયલા ગામડાનાં ગૃહોની બારીઓ પર આથમતા સૂર્યનાં કિરણોને રમતાં જોઈ શકાય છે.

આથમતા સૂર્યનાં કિરણો પાંદડાં વિનાનાં પાઈનનાં ઝાડોમાં થઈને હજી પણ મારા શરીરમાં ગરમાવો પેદા કરતાં હતાં. આ વૃક્ષોની નીચે થઈને મારા પરિચિત માર્ગ પર હું એકલો ચાલી નીકળ્યો. પછી હું ડાબી બાજુ વળ્યો, અને નદીના કિનારે કિનારે ચાલતો આખરે આ ઠુંઠા આગળ આવી પહોંચ્યો.

આ પુરાણું ઠુંઠું એવું ને એવું જ હતું. તે માનવીના સુખ કરતાં કાંઈક વધારે સ્થિર હતું.

મનુષ્ય એ કેવું અદ્‌ભુત સર્જન છે! જ્યારે તે સુખી હોય છે, ત્યારે તેને પોતાની ચારે બાજુનું વાતાવરણ જીવંત લાગે છે, અને હું પણ આ ઠુંઠા પર બેસીને, તે કોઈ જીવંત માનવી હોય તેમ, તેને પંપાળવા લાગ્યો.

એક બાજુથી એ ઠુંઠું કોરાઈ ગયેલું હતું, અને એ સુંવાળા અને ઉષ્ણ ભાગને પંપાળતો હું ગણગણ્યોઃ

"તને યાદ છે? એ બરાબર ત્રણ વર્ષ પૂર્વેની વાત છે. હું જેના વિષે વાત કરું છું તેને તો તું બરાબર ઓળખે છે. તે સમયે તે તને અઢેલીને બેઠી હતી, અને હું નજીકના ઘાસ પર બેસી તેની સમક્ષ વાંચતો હતો......આજની જ જેમ ત્યારે પણ સૂર્ય આથમવાની તૈયારી પર હતો. દૂર દૂર ઝાકળ અને ધુણીના ગોટ હરિયાળી જમીન પર પથરાયલાં હતાં. નદી શાંત અને સ્થિર હતી, અને તે પર પવનની મંદ મંદ લહરીઓ આવતી હતી. મને એ પણ યાદ છે કે તે વખતે કેટલાક શ્રમજીવીઓ નજીક થઈને પસાર થતા હતા."

"અને હવે, હે જુના મિત્ર, આપણે બધાંય કેવાં બદલાઈ ગયાં છીએ......આપણી ઈચ્છિત વસ્તુ જ્યારે આપણી પાસે હોય છે, ત્યારે આપણાં હૃદયો ઉંઘતાં હોય છે, તેઓ આંધળાં અને થીજી ગયેલાં હોય છે. પણ જ્યારે એ આપણી પ્રિય વસ્તુને ઝુંટવી લેવામાં આવે છે, જ્યારે આપણે તેની નજીક પણ જઈ શકતા નથી, અને તેને માત્ર દૂરથી જ જોયા કરવાની જ હોય છે, કેવળ ત્યારે જ આપણી લાગણીઓ જાગૃત થાય છે..."

"જ્યાં સુધી તમે કાંઈક ગુમાવો નહિ, ત્યાં સુધી તમારામાં લાગણી પ્રગટતી નથી. એ એક સર્જનજુનો અનુભવ છે."

"આ જ પ્રમાણે આખીયે જીંદગીપર્યંત આપણે વર્તીએ છીએ. પહેલાં આપણે બેદરકારીથી જોઈએ છીએ, અને કોઈ ને પણ સુખ આપ્યા સિવાય મૃત્ય પામીએ છીએ. પણ જુના દોસ્ત, જીવનમાં એવો પણ આનંદ હોય છે, જે માણસને રડાવ્યા કરે છે, અને આ આંસુઓની સરખામણી જગતમાં બીજા કોઈ આનંદની સાથે થઈ શકતી નથી."

એ શું હોય છે તે તું સમજી શકે છે ? માનવી ડાહ્યો બને અને જીવનની અમુલ્ય બક્ષીસો મેળવે તેટલા માટે એ આવશ્યક છે કે તેણે નુકસાન સહેવું જોઈએ. પછી તેને આ દુઃખની ભઠ્ઠીમાંથી પારાવાર દુઃખ થશે, તેનામાં નિદ્રાધિન રહેલું અને જીવનમાં જેને જોવાની સંભાવના નહોતી, એવું તત્ત્વ તેના પર કબજો મેળવશે. એક વખત આ પ્રમાણે આંતર્ચક્ષુ ઉઘડી જતાં માનવી પોતાના જીવનને કેવી સ્પષ્ટ તેજપૂર્ણ દૃષ્ટિથી નિહાળે છે, તે તો તું જાણે છે. આવી તીક્ષ્ણ દૃષ્ટિ તને જો આપવામાં આવે, તો તારામાં પણ પુનર્જીવન પ્રગટશે અને તારી શાખાઓ એવી તો નવપલ્લવિત બની આકાશને સ્પર્શે તેટલી ઉંચી વધશે ! આનું નામ દૃષ્ટિની તીક્ષ્ણતા."

"પણ આ પ્રમાણે અનુભવ કરવાનું, અને આ પ્રમાણે નિહાળવાનું સદ્‌ભાગ્ય તો માનવીને માત્ર બહુ જ થોડા પ્રસંગોએ મળે છે, અને કેટલાકના નસીબમાં તો એટલું પણ સદ્‌ભાગ્ય હોતું નથી."

"આ માર્ગે થઈને શહેરમાંથી પાછા ફરતાં લોકો, ખાદ્ય વસ્તુની ગાંસડીઓ કે ટોપલા માથે મૂકી પસીનાથી ભીંજાતા લોકો, અને ખાસ કરી સુંદર વસ્ત્રોમાં સજ્જ થયેલી સ્ત્રીઓ, આ બધાંયના ચહેરાઓને જો તું બરોબર ધ્યાનપૂર્વક નિહાળીશ, તો તને તેમાં શું જોવાનું મળશે? ...એમની આંખો પર ધ્યાન આપ અને એ કેવી લાગે છે તે બરાબર જોજે! તેમની બેદરકારીભરી દૃષ્ટિમાં તું જોઈ શકીશ કે જીવનનો મુખ્ય પ્રશ્ન તેમને માટે આર્થિક સુખનો જ હોય છે. તેમને આ ધનપ્રાપ્તિ થતાં જીવનમાં બીજા કશાની આવશ્યક્તા લાગતી નથી. તેમની બધી શક્તિ આમાં જ ખર્ચાઈ જાય છે. અને એ જ રીતે આપણે પણ ધનની નાગચૂડમાં સપડાઈ જઈએ છીએ, અને આ ધન મેળવવા માટે જ આપણે આપણા ઉત્તમ મનુષ્યત્વનો ભોગ આપી દઈએ છીએ."

"આ આપણું આધિભૌતિક સુખ.. હવે તું પણ એક આધિભૌતિક સુખનું અંગ છે, અને તારામાં શું છે? જ્યાં સુધી મનુષ્યો તને ખોદી કાઢીને શગડીમાં બાળી ન મૂકે, ત્યાં સુધી તું એક સુકું, નિર્જીવ, જમીનમાંથી ઉપસી આવેલું લાકડાનું ઠુંઠું જ! (માફ કરજે, હું તો તારૂં નામ લઈ માત્ર એક દાખલો જ આપું છું.) પછી તું કોઈને ગરમાવો આપીશ, પછી ભલે તે માત્ર એક કલાક પુરતો જ હોય!"

"જેઓ આધિભૌતિક સુખની ઝંખના કરતા અને તેને મેળવવા મથતા હોય છે, તેઓ પણ આ પ્રકારના જ હોય છે."

"જ્યારે માનવીના આંતર્ચક્ષુ ઉઘડે છે, અને તે અણુચિંતવ્યો બધા પ્રત્યે બેફીકર બની જાય છે, ત્યારે તેને જે આનંદ થાય છે, તે તું સમજી શકે છે ? તે બેફીકર એટલા માટે બની જાય છે કે, તેના જોવામાં એક ચમત્કાર–એક અપૂર્વ ખજાનો, જેની તે પહેલાં આશા રાખતો હતો પણ જોઈ નહોતો શકતો, તે આવ્યો હોય છે."

"આ સુખ જ માણસની આંખોમાંથી આંસુ વહાવે છે, દોસ્ત......અને તેમનાં એ આંસુઓ દ્વારા જ ભૂલાઈ ગયેલા આત્મા વિષે કાંઈક જ્ઞાન મેળવી શકાય છે."

"એ લોકો પોતાના આત્માને ભૂલી ગયા હોય છે દોસ્ત, તેનું કારણ ? તેનું કારણ એ જ છે કે, આ આત્મા કોઈક જ વખત નહીં, પણ સદાય તેમની સાથે હતો. આમ થવાનું કારણ આપણે બહુ ગંભીર માણસો હોઈએ છીએ તે છે......આપણે બધાએ અમુક બાલીશતા તો આપણામાં જાળવી રાખવી જોઈએ."

સૂર્ય આથમ્યો. નદી પર મંદમંદ લહેરતા તરંગો અને તે પર કુદતી નાની નાની માછલીઓ નજરે પડતી હતી. ઠુંઠાને એક હાથ વીંટાળી, હું વિચારસાગરમાં ડુબી ગયો, અને દૂર દૂર આવેલાં ખેતરો તથા તેની પેલી પાર પથરાયલા ગામડાને એકીટસે નિહાળી રહ્યો.

"પ્રિય મિત્ર," હું બોલ્યો: "તું એવી એક સુભાગી પળનો સાક્ષી બન્યો છું. હું વચન આપું છું કે હું ફરીથી અહીં આવીશ, કદાચ આવતી કાલે જ, અને આપણે સાથે બેસીને એક પત્ર વાંચીશું. મને લાગે છે કે મને એ પત્ર

કાલે મળશે. હું વચન આપું છું કે અહીં આવ્યા પહેલાં તે પત્ર ખોલીશ નહિ."

"જે સુખ વિષે હું તને વાત કરી રહ્યો છું, તેનો તને કાલે સાક્ષાત્કાર કરાવીશ. જેમ એક આંધળો માણસ પુનઃ ચક્ષુ પામે, અને સૃષ્ટિના દર્શનથી તેનામાં જે આનંદનાં આંસુ ઉભરાય, તેવી જ રીતે આજસુધી, જે માત્ર આધિભૌતિક સુખમાં મગ્ન હતું, તેને ખરા સુખનાં દર્શન થતાં, આવો જ આનંદ થાય છે."

"એ માત્ર વ્યક્તિગત સુખ જ નથી, દોસ્ત. અહીં આપણે વાત કરીએ છીએ તે પુરતો જ એ સંતોષ નથી, પણ એ એવું સુખ છે કે જે માનવીને સાવ જુદી જ દષ્ટિ અને કાન આપે છે, પૂર્વે તેણે કદાપી પણ નહિ સાંભળેલી તેવી વાતો તેનું હૃદય સાંભળવા લાગે છે......"

૭

પત્ર એક લાંબા, કડક પરબીડીયામાં હતો.

"જો, દોસ્ત, હવે તું જોઈ શકે છે કે મેં મારૂં વચન પાળ્યું છે." ડુંઠાંને પત્ર દેખાડતાં હું બોલ્યોઃ "તારી હાજરીમાં એક માનવીના કિસ્મતનો નિર્ણય થવાનો છે, તને પણ તેમાંથી ઘણું જાણવાનું મળશે. જ્યારે કોઈ માનવીના કિસ્મતનો નિર્ણય નિહાળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે—અને તેમાંય ખાસ કરીને, જ્યારે તમે તેને આનંદી અને વ્યથિત બન્ને સ્વરૂપોમાં નિહાળ્યો હોય, ત્યારે તમને તેમાંથી ઘણું જાણવાનું મળે છે. માનવી આ બે લાગણીઓ વચ્ચે જીવતો હોય છે, પણ દોસ્ત, આ બે લાગણીમાંથી માણસ જેમ વધારે દૂર હોય છે તેટલો તે મહાન હોય છે."

હું ઠુંઠા પર બેઠો, અને તેના તુટેલા ભાગને પંપાળવા લાગ્યો. આ વખતે મારામાં વિચાર જન્મ્યો કે, ગઈ કાલે જ મારામાં પણ આ પ્રમાણે તૂટેલો ભાગ હતો.

તુરત જ કવર ખોલવા મારી ઈચ્છા નહોતી, કારણ કે સુખ—જો કે બહુ સ્પષ્ટ નહિ—મારા હાથમાં જ છે, એવું જાણ્યા પછી આ સુખની કલ્પનાનો આનંદ હજી થોડો વધારે સમય હું લુંટવા માગતો હતો.

"ઠીક, તેમ કર્યા વિના હવે છુટકો નથી......આ ખાલી પરબીડીયું હું તારી બખોલમાં મૂકું છું. માનવ-સુખની એક મધુર સ્મૃતિ તરીકે તેને તું સાચવી રાખજે."

તેણે મને આ મુજબ લખ્યું હતું:

"પ્રિયતમ, અતિ માયાળુ મિત્ર,

"જે કિસ્મતે તમારો અને મારો મેળાપ કરાવ્યો, અને દાદર આગળ તમારી સાથે ઉભા રહેવાનો મને લ્હાવો આપ્યો, તેનો હું અંતઃકરણથી ઉપકાર માનું છું."

"પૂર્વે મેં ક્યારેય નહિ અનુભવેલા એવા છલોછલ આનંદ સાથે સારોય ભૂતકાળ મારામાં જાગૃત થયો, અને તેણે મારા અંતરના એકેએક ખૂણાને ભરી દીધો."

"મારા પ્રિયતમ નિધિ ! જયારે મેં તમને જોયા, અને તમારો સ્વર સાંભળતાં, હું જેને માટે તલસી રહી હતી તે બધું, કોઈ અકથ્ય પ્રકાશ સાથે મારી દૃષ્ટિ સમક્ષ તરી આવ્યું."

"બધું જ ! હવે મને બધું જ યાદ આવે છે."

"પેલું આંખો આંજી નાખતું સુંદર તોફાન, અને રૂપેરી પાઈનો વચ્ચે થઈને જતો આપણો માર્ગ, ચેરી

બ્લોઝમનાં પુષ્પો સાથે જ્યારે આપણે પાછાં ફરતાં તે સંધ્યાઓ, મોટરની બારીઓમાં થઈ ને ખેતરોમાંથી આવતો ઠંડો પવન, અને એ પવનથી ફરફર થતી મારી લટો."

"મને એ બધું યાદ છે, ઝીણામાં ઝીણી વિગતો પણ યાદ છે. એ તોફાનની સ્મૃતિ તો કદાપી પણ નહિ ભૂલાય. ...મને યાદ છે કે વિદ્યુત્માળા સાથે કાળાં ઘનઘોર વાદળાંઓનું તોફાન આવતું જોઈ આપણે કેવાં દાદર પર ચડી ગયાં હતાં, અને ચીસ પાડી ઉઠ્યાં હતાં. આવું ભયાનક વાદળ મેં પહેલાં ક્યારેય નહોતું જોયું, પણ તેના આગમનથી મારામાં એક પ્રકારનો અધીરો આનંદ વ્યાપી ગયો હતો. એમ લાગતું હતું કે આ ભયંકર તોફાનનું સાનિધ્ય આપણને સંયુક્ત થવામાં મદદ કરતું હતું, જાણે કે કોઈ ભયંકર ભય ઉપસ્થિત થતાં આપણે એક બીજામાં લપાઈ જવા ઈચ્છતાં હતાં."

"ખુલ્લી બારીમાંથી આવતા પવનના સુસવાટા અને તમારી બાંય પર પડેલાં વરસાદના ટીપાંની સુવાસ–એ બધું આજે પણ મને યાદ છે."

"આ સ્મૃતિ એટલી તો દુઃખજન્ય મધુર છે, અને એટલી તો શોકજન્ય સુંદર છે કે મને રડવું આવે છે. બારી આગળ ઉભી ઉભી હોઠે રૂમાલ દાબી ક્યાંય સુધી હું રડયા જ કરૂં છું, મારી આંખોમાં ઉભરાતાં આંસુનાં બિંદુઓ મારા હાથ પર ટપકયા કરે છે, પણ તેને રોકવાની મારી ઈચ્છા થતી નથી."

"આ આંસુઓ કરતાં કોઈ વધારે સુખ મેં ક્યારેય મારા જીવનમાં અનુભવ્યું હોય એવું મારી સ્મૃતિમાં નથી."

જોયુંને દોસ્ત, તે પણ બધું સમજતી હતી. જ્યારે માનવીનું હૃદય ખુલે છે, અને પૂર્વે તેણે જે નહિ સાંભળેલું એવું સાંભળવા પામે છે, ત્યારે બરાબર આમ જ બને છે.

એમ ન માનીશ કે એ માત્ર ખાલી ઉશ્કેરાયેલ મગજના લાગણીવેડા છે. એ બધાંયનો આધાર આપણા આત્માના ઓજસ્ પર રહે છે. જો એ ખાલી મનોવેગ જ હોય તો માત્ર 'અંગત સુખ'ના સ્થૂલ આનંદ સિવાય બીજું કાંઈ પ્રાપ્ત થતું નથી, અને આ દશાને કેવળ ખાલી લાગણીવેડા જ કહી શકાય.

પણ એવા પણ મહાન આત્માઓ હોય છે કે જેમનાં આંસુઓ વાસ્તવિક જીવનનું સંગીત સંભળાવે છે, અને જીવન પરની નિરાશા દૂર કરી નાખે છે. માનવજાત આ આંસુઓને સદીઓ સુધી મીઠી સ્મૃતિ તરીકે ગાયા કરે છે, અને લાંબા સમય સુધી તેના પર પોતાનાં જીવન જીવી જાય છે.

બધાયનો આધાર, દોસ્ત, આપણા પોતાના આત્માના સત્ત્વ પર રહેલો છે......બધાયનો આધાર એના પર હોય છે.

"અને ઓરડામાં પડતી ચાંદનીનો પ્રકાશ તો તમને યાદ આવતો જ હશે? અને સોફા પાસે પડેલા ટેબલ પર પેલાં જંગલી પુષ્પોની છડી પણ યાદ હશે? તમે તેને વરસાદમાં ધરી રાખી હતી, અને તરત જ આખાય ઓરડામાં ખેતરોની અને લીલા ઘાસની સુવાસ પ્રસરી રહી હતી, અને ઓપેલા ટેબલ પર વરસાદનાં ટીપાં પડ્યાં હતાં."

"આ બધું એક રજાના દિવસે બન્યું હતું. તે દિવસે

હું કેટલીક વસ્તુઓ લાવવી ભૂલી ગઈ હતી, એટલે ખાવાનું કશું જ હતું નહિ. માત્ર બાજુના હાટીયામાંથી ચીઝનો એક ટુકડો જ હાથ લાગ્યો હતો, અને આપણે બન્ને સખ્ત ભૂખ્યાં હોવાથી તેના નાના કકડા કરી એક બીજાના મુખમાં મૂકતાં આપણે ખૂબ ગમ્મત ઉડાવી હતી."

"મેં કયો પોશાક પહેર્યો હતો તે પણ મને યાદ છે. તે સફેદ રંગનો હતો અને તે પર આછાં લીલાક પુષ્પોની વેલ ભરેલી હતી."

"તમે એ જાણો છો—મારૂં હૃદય પહેલવહેલું તમારા પ્રત્યે ક્યારે આકર્ષાયું? જ્યારે આપણે ઓરડામાં ગયાં ત્યારે તમારી બાંય પર પડેલાં વર્ષાનાં ટીપાંની અને જંગલી પુષ્પોની સુવાસે મને તમારી પ્રત્યે આકર્ષી હતી."

"ત્યાર પછી ધીરે ધીરે સ્વપ્નની જેમ બધું નાશ પામ્યું. પહેલાં તો જ્યારે હું દ્વાર ખોલતી, ત્યારે તમે મને ખેંચીને અંદર લઈ જતા અને આપણે એક બીજાની બાથમાં લપાઈ જતાં. આ આનંદનું અગમ્ય સુખ, અને આપણી પ્રાણસમર્પણસમી મિત્રતાની નવિનતા—આ બધું હવે ઓસરી ગયું હતું. હવે તમે સાવ નિર્જીવ નિરસ બની મારી પાસે આવતા હતા."

"તમે જ્યારે મારી નજીક સોફા પર બેસતા, ત્યારે પહેલાંની જેમ ઉત્સાહથી વાતો ન્હોતા કરતા, મને એમ લાગવા માંડ્યું કે જાણે તમારે કોઈ અપ્રિય ફરજ બજાવવી પડે છે."

દોસ્ત, તે આ બધું સાચું કહે છે, સાચું જ કહે છે,

કારણ કે બરાબર તેમ જ બનતું હતું. માનવીને અતિ અમુલ્ય ખજાનો આપો અને તે તેને સદાને માટે સલામત કબજામાં રાખી શકશે, એવી ખાત્રી થતાં તેના મનમાંથી તેની કિંમત ઘટી જશે. આત્માના જે તાર પ્રથમ મુલાકાતમાં તુટી જાય તેટલા તંગ બને છે, તે થોડીવારમાં જ ઢીલા પડી જાય છે અને તેમાંથી સૂર નિકળવો બંધ થઈ જાય છે. પણ સારંગીની જેમ આપણો આત્મા પણ તેનો મધુર સૂર ન ગુમાવી બેસે, તે રોકવા આપણે શું કરી શકીએ? બોલો, શું કરી શકીએ?

અલબત પોતાનો મધુર સુર જીવંત રાખી શકે તેવા મહાન આત્માઓ પણ હોય છે, તેમનામાં કાંઈક સદાય જીવંત રહે છે. આવા લોકો સદીઓ સુધી યાદ રહે છે, પણ તેવા મહાન આત્માઓની સંખ્યા ઘણી ઓછી હોય છે–ઘણી જ ઓછી.

આત્માની આ દરિદ્રતા અને ચંચળતા એ બહુ ભયંકર વસ્તુ હોય છે, દોસ્ત!

"તમારા ચાલ્યા ગયા બાદ હું આયના પાસે જતી, અને મારા મુખના પ્રતિબિંબને ટગરટગર જોઈ રહેતી. શરદના દિવસોમાં સખત મજુરી કરી ઘણીયે વાર લાંબી રાતો સુધી કોચ પર બેસી તમારી રાહ જોયા જ કરતી."

"અંતે હું સોફા પરથી ઉઠતી અને હાથની વાળેલી મુઠીઓ લમણે ધરી શુન્ય ઓરડાની ચારેતરફ જોતી આંટા મારતી અને ઉભી રહેતી, પણ છેવટે વ્યથિતહૃદયે નિશ્વાસ નાખતી અને હાથ નીચે નાખતી."

"હવે મારે શું કરવું? હું વિચાર કરતી......મારે

શરદ ઋતુની આવી કેટલી સૂની રાત્રિઓ આવી વ્યર્થ આશાઓમાં વીતાવ્યા કરવી ? અને પરિણામમાં શું મળશે ?

"આ અમુલ્ય પળ, આ વર્તમાન સ્થિતિ જે મારા હૃદયમાંથી આંસુઓ ખેરવે છે, તેનો ત્યાગ કરી—તેનો ભોગ આપી, હું જીવનમાં સુખ શાંતિ અને આર્થિક સુખનો કોઈ માર્ગ લઉં એ વધારે શ્રેષ્ઠ નથી શું ? કોઈ શાંત ગરીબ આત્મા મળી જાય કે જે પોતાની ગરીબાઈને લીધે મારો કદાપી પણ ત્યાગ ન કરે.

"આવો એક માનવી મને મળી ગયો. કેમ અને શાથી, તે મને ન પૂછશો. હું તો માત્ર એટલું જાણું છું કે મને કોઈક એવું મળી ગયું છે, તેની પાસે રહી 'હું મારા આત્માની મર્મવેદના પર રડી શકું છું. કેટલીય વાર તેની સાથેના મારા આ પ્રકારના જીવન વિષે હું તેની છાતી પર પડી પડી ડુસકાં લઉંછું, પણ તેના કારણની તેને ખબર નથી પડતી."

"જ્યારે મેં તમારી આંખોને મારા પ્રત્યે સાવ નવી જ રીતે જોઈ રહેતાં જોઈ, ત્યારે તમારા માટે મારો પ્રેમ કેટલો બધો વધી ગયો હતો, તે હું તમને નહિ જણાવું. તેમાં એટલી બધી કરૂણા હતી, અને એ કરૂણામાં એટલો બધો પ્યાર હતો કે તમારા પ્રત્યે મારો આત્મા પુનઃ જાગૃત થઈ પ્રકાશવા લાગ્યો.

"પણ જીવનમાં ઉંચે ચડવાનું અને આત્માની પૂર્ણતા ભોગવવા માટે જીવવાનું, માનવીના કિસ્મતમાં બહુ ઓછો સમય નિર્ણીત થયેલું હોય છે, અને પછી તો રહે છે

માત્ર જેની સાથે સતત જીવન ગુજારી નથી શકાતું એવા સૌંદર્ય માટે મહાન દુઃખ અને પશ્ચાતાપ."

"જ્યારે એ નથી બન્યું હોતું અથવા તો એવું જ્યારે બની ચૂકયું હોય છે, ત્યારે જ માનવીને પૂર્ણ હૃદયથી આનો સંપૂર્ણ અનુભવ થાય છે."

"મારે કયા પ્રકારનું જીવન પસંદ કરવું એ વિષે મેં મારી જાતને પ્રશ્ન કર્યો. એકાંતવાસ સેવી તમારી સાથેની અમુલ્ય લાગણીઓ પર જીવન જીવવું, અથવા તો મરતાં સુધી શાંતિથી રહી શકાય તેવું આર્થિક સુખસગવડવાળું નિશ્ચિત જીવન......

"અને મારા મિત્ર, મેં નિર્ણય કરી લીધો છે...

હું વાંચતાં વાંચતાં અટકી પડ્યો, અને મેં જોયું કે કાગળને પકડી રહેલાં મારાં આંગળાંનાં ટેરવાં પણ સફેદ પુણી જેવાં થઈ ગયાં હતાં.

મને જાણે આંચકી આવતી હોય તેમ મારા હાથે ઝાડના ઠુંઠાને પકડી રાખ્યું.

"થોભ...હજી અહીં થોડુંક બાકી છે..." અને મેં બાકીનો ભાગ મનમાં જ વાંચી કાગળ પુરો કર્યો.

"અને મારા મિત્ર, મેં જે નિર્ણય કરી લીધો છે તે જ વધારે નિશ્ચિત છે. મારે માટે તે શાંત સુખમય માર્ગ જ વધારે યોગ્ય છે."

"જ્યારે તમે મારાથી વિખુટા પડતા હતા ત્યારે દાદર આગળ મેં તમને જે ચુંબન કર્યું હતું, તે આપણું આખરી ચુંબન હતું. તેની અંદર, એક તોફાનની વેળા જ્યારે ટેબલ

પર વરસાદથી ભીંજાતા જંગલી પુષ્પોની છડી ટેબલ પર પડી હતી, એવા સમયે મારા જીવનમાં જેનો એક જ વાર સાક્ષાત્કાર થયો હતો, તેને મેં ચીરેચીરા કરી તેમાં દાટી દીધું હતું."

૮

એ છે આ આખી વાત, એ બહુ સાદી વાત છે, અને તેની પાછળ કોઈ નૈતિક હેતુ સમાયલો નથી, મેં તો માત્ર આત્મ–પૃથક્કરણ અર્થે એ લખેલી છે.

શગડી ક્યારની હોલાવાઈ ગઈ છે, તણખા પણ ટાઢા પડતા જાય છે, અને ઓરડામાં અંધકાર છવાતો જાય છે.

બહારથી ઠંડા પવનના સુસવાટા અને કોઈ હાથવડે ફેંકતું હોય તેમ વરસાદનો બારી પર અફળાવાનો અવાજ મારે કાને આવે છે.

અને જાણે કે ગળું રૂંધાતું હોય, અને શ્વાસ લેતાં પણ મુશ્કેલી નડતી હોય, તેવું મને લાગે છે. પછી ઓચિંતું મને સારૂં લાગે છે, મારા હાથ પર કેટલાંક ગરમ બિંદુઓ ટપકે છે...અને આ બિંદુધારા સતત ચાલ્યા કરે છે.

ધીમેધીમે ઓલવાતા અંગારા તરફ હું એકીટસે જોઈ રહ્યો, હાથ પરનાં આંસુઓ ઝાકીટથી લુછી નાખ્યાં, અને મનમાં ગણગણવા લાગ્યો.

આ બધું કહી ગયા પછી પણ...એમાં થાય શું? આ એક સાદી વાત છે...અસાધારણ નથી...

## ગૂ ર્જ ર ગ્રં થ ર ત્ન કા ર્યા લ ય નાં પ્ર કા શ નો

### બાલસાહિત્ય

૧ બિલોરી પહાડ
[રમણલાલ શાહ] ૦-૩-૦
૨ પા પા પગલી,, ૦-૬-૦
૩-૪ દેશદેશની વીરકથાઓ
[સચિત્ર] બીજીવાર
ભાગ ૧-૨ ૧-૧૨-૦
૫-૬ દેશદેશની અદ્ભુત
વાતો [સચિત્ર]
ભાગ ૧-૨ ૧-૧૦-૦
૭-૮ બાળકોનું મહા-
ભારત ભાગ ૧-૨ ૧-૧૨-૦
૯ રોબિન્સન ક્રૂઝો ૧-૪-૦
૧૦ પાંચ લોકકથાઓ
[ ગિજુભાઇ ] ૦-૪-૦
૧૧ સંવાદ કુસુમ ૦-૮-૦
૧૨ બાઈબલ કથાઓ ૦-૮-૦
૧૩ કાગળ પત્રો
[ત્રીજી આવૃત્તિ] ૦-૩-૦
૧૪ રાષ્ટ્રધ્વજ ૦-૪-૦
૧૫ બહારવટિયો
મીરખાં ૦-૫-૦
૧૬ ખેડૂતનો શિકારી ૦-૩-૦
૧૭ આપણે પાપે ૦-૨-૬
૧૮ કુવારો ૦-૩-૦
૧૯ સમર્પણની કથાઓ
[ ટાગોર ] ૦-૬-૦
૨૦ અંગુઠિયાભાઈ
[ ભાગ બીજો ] ૦-૩-૦

### ગૂર્જર બાલગ્રંથાવલિ

[સં. રમણલાલ ના. શાહ]
[પહેલા વર્ષનાં પુસ્તકો]

૨૧ કીર્તિકથાઓ
[ત્રીજી આવૃત્તિ] ૦-૨-૬
૨૨ હીરામોતી ,, ૦-૩-૦
૨૩ બુલબુલ ,, ૦-૨-૬
૨૪ ટન્ ટન્ ટન્ ,, ૦-૨-૬
૨૫ કયારે સમજીશું ? ,, ૦-૩-૦
૨૬ ટોલસ્ટોયની
નીતિકથાઓ [બીજી] ૦-૩-૦
૨૭ વરતો અને ઉખાણાં ૦-૨-૬
૨૮ વેરાયલાં ફૂલ ,, ૦-૩-૦
૨૯ રઝળતો રાજહંસ ,, ૦-૩-૦
૩૦ પ્રશ્નપેટી ,, ૦-૩-૦
૩૧ ગણિતગમ્મત ,, ૦-૨-૬
૩૨ હસતું મોં ,, ૦-૩-૦
૩૩ પ્રાણીવર્ણન ,, ૦-૪-૦
૩૪ બાળકોની રમતો ,, ૦-૩-૦
૩૫ ધરતીકંપ ,, ૦-૩-૦
૩૬ ચાર સુંદર સંવાદો ૦-૩-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૩૭ જાપાનનો જ્વાળામુખી ,, ૦-૩-૦
૩૮ ચાંદો સૂરજ ,, ૦-૪-૦
૩૯ જંગલમાં રખડતાં ,, ૦-૪-૦
૪૦ જ્ઞાનગંગા ,, ૦-૩-૦

**બીજું વર્ષ**

૪૧ અંતરનાં અજવાળાં ૦-૫-૦
[ બીજી વાર ]
૪૨ કૂતરાની કહાણી ૦-૮-૦
૪૩ ગરવી ગુજરાત ૦-૭-૦
૪૪ જગતના જંગલમાંથી ૦-૫-૦
૪૫ કીર્તિમંદિર ૦-૬-૦
૪૬ વાઘની બોડમાં ૦-૬-૦
૪૭ વિજ્ઞાનવિનોદ ૦-૫-૦
૪૮ નાનકડી વાતો ૦-૬-૦
૪૯ કથાગીતો ૦-૬-૦
૫૦ વાનર પુરાણ ૦-૬-૦
૫૧ જનપદ [ભેટ] ૦-૧૨-૦
[વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦]

**ત્રીજું વર્ષ**

૫૨ ચાંદની ૦-૪-૦
૫૩ શિકારકથાઓ ૦-૮-૦
૫૪ રમકડાં ૦-૬-૦
૫૫ ભવ્ય જગત ૦-૧૦-૦

**સામાજિક સાહિત્ય**

૫૬ ધૂમ્રશિખા ૧-૪-૦
૫૭ અંગાર ૧-૪-૦
૫૮ કલંકિત [અપ્ટન સિંકલેર] ૧-૪-૦
૫૯ તિલોત્તમા ૦-૬-૦
૬૦ વિસર્જન [ટાગોર] ૦-૬-૦
૬૧ પૂજારિણી ,, ૦-૧૨-૦
૬૨ આકાશનાં પુષ્પો [ ગગનવિહારી મહેતા ] ૧-૮-૦
૬૩ પરિણીતા [ શરદબાબુ ] ૦-૮-૦
૬૪ પલ્લીસમાજ ,, ૧-૪-૦
૬૫ છબી ,, ૧-૦-૦
૬૬ ચંદ્રનાથ ,, ૦-૧૪-૦
૬૭ સ્વામી ,, ૧-૪-૦
૬૮ કાશીનાથ ,, ૧-૮-૦
૬૯ શ્રીકાન્ત ભા. ૧-૨ ૩-૦-૦
૭૦ વેણીનાં ફૂલ [ મેઘાણી ] ૦-૮-૦
૭૧ કિલ્લોલ ,, ૦-૮-૦
૭૨ પ્રગતિશીલ જાપાન ૧-૦-૦
૭૩ નિરંજન [મેઘાણી] ૨-૦-૦
૭૪ સોરઠ, તારાં વહેતાં પાણી ,, ૨-૮-૦
૭૫ કંકાવટી: મંડળ બીજું ,, ૦-૧૪-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૭૬ હરીંદ્રનાં બે નાટકો ૦-૭-૦
૭૭ કર્મભૂમિ ભા. ૧ [સચિત્ર] ૨-૦-૦
૭૮ કર્મભૂમિ ભા. ૨ ૨-૮-૦
૭૯ સંગીતમાર્ગદર્શિકા ૦-૬-૦
૮૦ સંગીતવિનોદ ૦-૧૦-૦
૮૧ વિદ્યાર્થી અને યુવકોને ૦-૪-૦
૮૨ સાચું જીવન [ટૉલ્સ્ટૉય] ૦-૧૦-૦

### રાષ્ટ્રીય સાહિત્ય

૮૩ મીઠાવેરા ભા. ૧-૨ ૦-૩-૦
૮૪-૮૫ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન] બે ભાગમાં [સચિત્ર] ૫-૦-૦
૮૬-૮૯ આખરી ફેંસલો ભા. ૧-૨-૩-૪ [મહાત્માજી] પાકું પૂંઠું ૬-૪-૦ કાચું પૂંઠું ૫-૦-૦
૯૦ સંપૂર્ણ દારૂનિષેધ ૦-૮-૦
૯૧ હરિજન ભાગવત ૦-૧૨-૦
૯૨ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦
૯૩ હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગનો નાશ ૦-૮-૦
૯૪ બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી [ગોપાળદાસ પટેલ] ૦-૬-૦
૯૫ બંગાળા બેહાલ ,, ૦-૭-૦
૯૬ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦
૯૭ દેશી રાજ્ય ને ફેડરેશન [ચુનીલાલ શામજી ત્રિવેદી] ૫-૦-૦

### જૈન સાહિત્ય

૯૮ આધ્યાત્મિક વિકાસક્રમ (પં. સુખલાલજી) ૦-૬-૦
૯૯ જૈનદૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર ,, ૦-૫-૦
૧૦૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦-૮-૦
૧૦૧ સામાયિકના પ્રયોગો [પં. લાલન] ૦-૫-૦
૧૦૨ અન્તગડદસાઓ ને અણુત્તરોવવાઇયદસાઓ [એમ૦ સી૦ મોદી અંગ્રેજી અનુવાદ નોટસ કોષ સાથે] ૩-૦-૦
૧૦૩ સમરાઈચ્ચકહા બે ભાગ—પાકું પૂંઠું ૪-૦-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૧૦૪ પંચસુત્તમ્
[વી. એમ. શાહ] ૧-૦-૦

૧૦૫ નિરયાવલિયાઓઃ
સટીક [ વી. જે. ચોકસી ને ગોપાણી]
પાકું પૂંઠું ૩-૧૨-૦

૧૦૬ પ્રાકૃત માર્ગોપદેશિકા
[પં. બેચરદાસ] ૨-૦-૦

૧૦૭ વિવાગસુયં: સટીક
[એમ. સી. મોદી ને વી. જે. ચોકસી] ૩-૦-૦

૧૦૮ અનેકાર્થસાહિત્ય-સંગ્રહ-સં૦ ચતુર-વિજયજી] ૨-૦-૦

૧૦૯ સોલ સતી
[ધીરજલાલ ધ. શાહ]૧-૪-૦

૧૧૦ સમરાઈચ્ચકહા
ભવ ૬ઠ્ઠો ૨-૮-૦

૧૧૧ હેમચંદ્રાચાર્ય ૦-૮-૦

૧૧૨ બ્રહ્મદત્તચરિયમ ૧-૦-૦

૧૧૩ રાજપ્રશ્નીય સટીક ૫-૪-૦
દેવનાગરી ટાઈપમાં-
-અનુવાદ સહિત.

### સોલ એજન્સિનાં પુસ્તકો

૧૧૪ દિલારામ [અનુ૦માણેકલાલ જોશી ] ૧-૮-૦

૧૧૫ પ્રેમળ જ્યોતિ ,, ૧-૮-૦

૧૧૬ યામા ,, ૩-૮-૦

૧૧૭ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ ધામી]પાકું પૂંઠું ૧-૧૨-૦

૧૧૮ કાળની ચક્કી ,, ૧-૦-૦

૧૧૯ પરિચારિકા ,, ૧-૪-૦

૧૨૦ જીવન સંગીતઃ સચિત્ર
[ડૉ. હરિપ્રસાદ દેશાઈ] ૨-૦-૦

૧૨૧ ખોવાયલા તારા
[અ૦કીકુભાઈ દેસાઈ]૧-૮-૦

૧૨૨ રજકણ [ધૂમકેતુ] ૧-૪-૦

૧૨૩ ઇતિહાસ દર્શન ,, ૦-૮-૦

૧૨૪ જલબિંદુ ,, ૧-૮-૦

૧૨૫ તણખા : મંડળ
૧-૨-૩-૪ ૬-૮-૦

૧૨૬ જીવનચક્ર ૧-૪-૦

૧૨૭ લખમી અને બીજી વાતો [ધૂમકેતુ]૦-૨-૦

૧૨૮ ગોવિંદનું ખેતર
અને બીજી વાતો,, ૦-૨-૦

૧૨૯ તણખા મંડળઃત્રીજું૧-૮-૦
[ નવી આવૃત્તિ ]

૧૩૦ નરકેસરી નેપોલિયન૦-૨-૦

૧૩૧ સર્જન ને ચિંતન,,૧-૮-૦

૧૩૨ મલ્લિકા ,, ૨-૮-૦

૧૩૩ દેવકથાઓ ૦-૬-૦

૧૩૪ નર્મદનું ગદ્ય મંદિર ૨-૮-૦

૧૩૫ ગુજરાતનું પાટનગર
[રત્નમણિરાવ ભીમરાવ
૧૦૩ ચિત્રો સહિત]૬-૦-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૧૩૬ નર્મદનું પદ્ય મંદિર ૧-૮-૦
૧૩૭ ખંભાતનો ઇતિહાસ ૪-૮-૦
૧૩૮ ૩૩-૩૪ નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૩૯ ૩૪-૩૫નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૪૦ ૩૫નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૪૧ જોહર [ધીરજલાલ ધ. શાહ] ૦-૬-૦
૧૪૨ હિંદનાં વિદ્યાપીઠો [રતિલાલ ત્રિવેદી] ૧-૮-૦
૧૪૩ કીર્તિસ્તંભ [મગનલાલ બ્રહ્મભટ્ટ] ૧-૦-૦
૧૪૪ પથિકનાં પુષ્પો ૧-૦-૦
૧૪૫ વિલ્હેમ ટેલ [નરસિંહભાઈ પટેલ] ૨-૦-૦
૧૪૬ નૈવેદ્ય [ટાગોર] ,, ૦-૮-૦
૧૪૭ નાજુક સ્વારી ૧-૮-૦
૧૪૮ આફ્રિકાના પત્રો ૦-૬-૦
૧૪૯ રૂઢિનાં કલંક [લાંબી નવલકથા] ૨-૮-૦
૧૫૦ પ્રતિજ્ઞા [નાટક] ૦-૬-૦
૧૫૧ સૂડી વચ્ચે સોપારી ૦-૪-૦
૧૫૨ દૃષ્ટાંત શતક ૦-૧૦-૦
૧૫૩ ભારતીય સ્વરાજ્ય ૨-૮-૦
૧૫૪ તરતાં ફૂલ [ધનશંકર ત્રિપાઠી] ૧-૦-૦
૧૫૫ ધર્મ ને ધર્મનાયક ૦-૬-૦
૧૫૬ આઝાદીનો જંગ ૧-૮-૦
૧૫૭ મોટી ચાંદા પોળી ૦-૩-૦
૧૫૮ કચ્છની લોકકથાઓ ૧-૮-૦
૧૫૯ સોની હુન્નર પ્રકાશ ૨-૮-૦
૧૬૦ માથાનું દાન [ભજવી શકાય તેવું નાટક] ૦-૮-૦
૧૬૧ પડઘા ૦-૫-૦
૧૬૨ ભીલકુમાર અને બીજાં નાટકો ૦-૫-૦
૧૬૩ પડછાયા ૦-૮-૦
૧૬૪ રશિયાના પત્રો [ટાગોર] ૧-૦-૦
૧૬૫ આત્માના આંસુ ,, ૦-૩-૦
૧૬૬ તારણહાર ૧-૪-૦
૧૬૭ દીપમાળ: ટૂંકી વાર્તાઓ ૧-૪-૦
૧૬૮ સંક્ષિપ્ત કરણઘેલો ૦-૮-૦
૧૬૯ ઝૂરતું હૃદય ૦-૫-૦
૧૭૦ ઢીંગલી [નાટક] ૦-૧૨-૦
૧૭૧ સુંદર વાતો [ગિજુભાઇ] ૦-૬-૦
૧૭૨ આંબાવાડિયું ,, ૦-૮-૦
૧૭૩ મેરુ ,, ૦-૬-૦
૧૭૪ રૂપકથા ભાગ ૧-૨ ૦-૮-૦
૧૭૫ સુરધૂની નાટકો ૦-૧૨-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| નીતિશાસ્ત્ર પ્રવેશ [ વામન મલ્હારરાવ જોશી ] અનુવાદકઃ ગોરધનદાસ કહાનદાસ અમીન | | ૩–૮–૦ |
| 'ચા-ઘર' [ નામાંકિત લેખકોની ટુંકી વાર્તાઓનો સંગ્રહ ] | | ૧–૦–૦ |
| સોરઠ, તારાં વહેતાં પાણી [ મેઘાણી ] | | ૨–૮–૦ |
| ધર્મ અને ધર્મનાયક [ પૃ. ૨૫૦ ] | | ૦–૬–૦ |
| શા માટે બંધન ? [ માણેકલાલ જોશી ] | | ૧–૦–૦ |
| શ્રીકાન્ત ભાગ ત્રીજા–ચોથાના [ શરદબાબુ ] | | ૪–૦–૦ |
| આ. કૃપલાનીના લેખો | | ૨–૦–૦ |
| દેશી રાજ્યો ને ફેડરેશન | | ૫–૦–૦ |
| શાહજહાં | [ મેઘાણી ] દ્વિતીયાવૃત્તિ | ૧–૦–૦ |
| કલંકિત | [ અપ્ટન સિંકલર ] | ૧–૪–૦ |
| મલ્લિકા | [ ધૂમકેતુ ] | ૨–૮–૦ |
| રાજમુગટ | ,, | ૨–૦–૦ |
| સર્જન ને ચિંતન | ,, | ૧–૮–૦ |
| ધૂમકેતુ પાઠસંગ્રહ | [ સં. મધુસૂદન મોદી ] | ૦-૧૦-૦ |
| નૌજવાન સુભાષ | ( ગુણવંતરાય ) | ૦–૮–૦ |
| રાજાની રાણી | ( રમણિકલાલ દલાલ ) | ૦–૮–૦ |
| નાજુક સ્વારી ( વિજયરાય વૈદ્ય ) હાસ્યરસિક નિબંધો | | ૧–૮–૦ |
| અપરાધી [ મેઘાણી ] | | ૨–૮–૦ |
| નીલરેખા [ ગુણવંતરાય આચાર્ય ] | | ,, |
| દેશદીવાન [ સુધારા વધારા સાથે નવી આવૃત્તિ ] ,, | | ,, |
| શૌર્યનાં તેજ [ મનુભાઇ જોધાણી ] | | ,, |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

ધી સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસ, અમદાવાદ.

